# રાજા ભરથરી.



પિંગળા—ધિક્ક ! યુવા ધિક્ક ! મુજને ધિક્ક ! કામ વિકારજી,
જેણે રે ભુલાવી મ્હને સત્યથી મૂકી પાપ વિચારજી.

# "શ્રી પ્રાણજીવન પુસ્તકાલય."

દરેક જાતના નવા તેમજ જુના પુસ્તકો વેચનાર તથા છપાવનાર




સુરત

માલીકઃ—ડા. પ્રાણલાલ જીવણદાસ.

બુકસેલર અને પબ્લીશર.

શ્રી પરમાત્મને નમઃ ! ...ॐ... શ્રી સરસ્વત્યૈ નમઃ !



આશ્રવપતિ યોગેન્દ્ર

( સચિત્ર. ) —:શ્રી:— ( સંગીત. )

# રાજા ભરથરી.

—: વા :—

## "પ્રેમને ચરણે."

प्रेमान्धो नैव पश्यति ! कामान्धो नैव पश्यति !
( યોગેન્દ્ર ભરથરી. ) ( પિંગળા. )

પ્રયોજક:-શ્રી. "પુષ્પ."
વાડીફળીઓ, પગથીઆ શેરી-સુરત.



પ્રકાશક:-
ઠા૦ પ્રાણલાલ જીવણલાલ બુકસેલર અને પબ્લીશર.
"શ્રી પ્રાણજીવન પુસ્તકાલય." ટાવર રોડ-સુરત.
આવૃત્તિ-પાંચમી ] સંવત્ ૧૯૮૨. [ પ્રત ૫૦૦૦.
મૂલ્ય:-રૂ. ૦-૮-૦.




સ્વ. રા. રા. પરમપૂજ્ય શેઠજી,

**ઠા. માણેકલાલ ધનજીભાઇ. (ભાવનગર)**

આપશ્રીએ આપણી લોહાણા જ્ઞાતિને અંગે પડેલી એક કેળવણીની મહા ખામી દૂર કરવા માટે આપને ઉદાર હાથ વિના સંકોચે લંબાવી જ્ઞાતિના લાભાર્થે ખાસ જ્ઞાતિબંધુઓ તેમજ બહારની જાહેર પ્રજાને માટે "લોહાણા લાયબ્રેરી" જેવી એક સુંદર સંસ્થા સંસ્થાપિત કરી છે.

એ સખી દીલની સખાવતના સંભારણાં રૂપે આપણી ન્યાતીના નાક રૂપ એ સંસ્થા જ્યાં સુધી કાયમ રહેશે, ત્યાં સુધી આપનુ નામ. તથા આપનું કામ, બંને અમારાં દરેક જ્ઞાતિબંધુઓના હૃદયમાં સુવર્ણાક્ષરે સદાને માટે અંકિત રહેશે.

ફૂલ નહિ ને ફૂલની પાંખડી! આજ મ્હને આ જે કંઈ મળે છે, તે વડે હે સખી બંધુ! તમારી આ મહાન સેવાને સંભારી,એનો લાભ લેતાં ગૃહસ્થો તમારી જન્મ પર્યંત આરતી ઉતારવી નહિજ ભૂલે.

પ્રભો! આપનું આદર્શ અને અનુકરણીય દ્રષ્ટાંત અમ એકેએક જ્ઞાતિ બંધુઓના ઉરમાં અખંડિત, જવલંત રાખી આપના સ્વર્ગસ્થ આત્માને ચિરઃશાન્તિ આપે! એવી નમ્ર પ્રાર્થના સાથે આ સાહિત્ય ફૂલડાંની ન્હાનકડી માળા આપના પરમ પવિત્ર અને પુનિત કંઠમાં હર્ષથી છલકાને હૈયે અર્પણ હો.

અર્પનાર:-આપનો સ્નેહભીનો આજ્ઞાંકિત બાળક,

**ઠા. પ્રાણલાલ જીવણદાસ બુકસેલર અને પબ્લીશર.**
**ભાવનગરવાળા.**

# "બે બોલ."

**પરમકૃપાળુ** પરમાત્માની અમી નજરથી અને જનસમાજના અકલ્પિત અગાધ ઉત્તેજને પ્રેરાઈ મ્હારી પાંચમી કાવ્યમય કૃતિ તરીકે **"રાજા ભરથરી"** આજે ઘણાજ સુન્દર સુધારા વધારા સાથે પાંચમી વાર બ્હાર પડે છે. ચોથી આવૃત્તિની ત્રણ હજાર પ્રતો બ્હાર પડયાને ફકત નવજ માસ જેટલી ટુંક મુદતમાં એની પાંચમી આવૃત્તિ થવી, એજ એની લોકપ્રિયતાનું પરિસીમાદર્શક દર્પણ !

**રાજર્ષિ ભર્તૃહરિ !** જ્યારે પોતાની નૂતન પત્ની **પિંગળાના પ્રેમમાં** મુગ્ધ અને પાગલ બની, એક વનિતાના કૃત્રિમ વ્હાલ અને વચન ઉપર વિશ્વાસ રાખી, સ્ત્રી-ચરિત્રમાં ફસાઇ, પોતાના **વિક્રમ** જેવા પવિત્ર, પ્રમાણિક, અને વીર બંધુને દેશવટો દે છે, ત્યારે **प्रेमान्धो नैव पश्यति !** એ સૂત્રનું રહસ્ય સર્વાંશે સમજાય છે.

તદ્ અનુસાર જ્યારે કામાંધ અને વિશ્વાસઘાતી રાણી **પિંગળા**, માલવનાથ જેવા ધીર, વીર, અને સાચ્ચા પવિત્ર પ્રેમી ભૂપતિ **ભરથરીને** તજી, એક નીચ અને નિર્દય એવા **અશ્વપાલ** સાથે પ્રેમ બાંધી, તેનો માર પણ મુગે મ્હોડે સહન કરે છે, ત્યારે **कामान्धो नैव पश्यति !** એ ઉક્તિનું તાત્પર્ય આપોઆપ વર્તાય-ઉકેલાય છે.

**રાજા ભરથરી** જ્યારે બિલ્વમંગળ, અને તુલસીદાસની માફક કેવળ પ્રેમમાં અંધ હતો, ત્યારે પાપિષ્ઠ પિંગળા, વીર કૂણાલની અપરમા **તિષ્યરક્ષિતા** અને **અર્જુનના** સ્વરૂપ-સૌંદર્યે ભાન ભૂલેલી અપ્સરા **ઉર્વશીની** માફક કામમાં અંધ હતી. ફર્ક માત્ર એટલોજ, કે **તિષ્યરક્ષિતા** અને ઉર્વશીની મોહાશક્તતા તથા પ્રિય-પાત્ર-પસંદગી પિંગળા કરતાં કંઈક ઉચ્ચતર સ્થાને હતી.

સામાન્ય વર્ગ પણ હવેથી આ કાવ્ય-કથાનો સંપૂર્ણ દ્રષ્ટથી લાભ લઇ સમજી શકે, એ ઉદ્દેશ લક્ષમાં રાખી આ વેળા ભાષામાં અધિકાંશે, સરળતા તથા માધુર્ય સીંચવામાં આવ્યાં છે. તેમજ કેટલાક કાવ્યદોષો પણ સુધારી નાખ્યા છે.

**પ્રભો !** મ્હારા સાહિત્ય-સેવાના અન્ય સ્વપ્નાઓ પણ આજ પ્રમાણે સાક્ષાત્કારમાં પલટાવવા પ્રેરણા-વારિ ઢોળે ! એજ એક માત્ર નમ્ર પ્રાર્થના.

સંવત્ ૧૯૮૨.
ગોકુલાષ્ટમી.

ભવદીય, સાહિત્ય-પ્રેમી "પુષ્પ."
**ચમનલાલ હીરાલાલ બદામી.**
વાડીફળીઆ પગથીઆશેરી-**સુરત.**

# પૂર્વ-વૃત્તાન્ત.

ઉમાપતિ શંકર ભગવાન, કે જે ભોળા મહાદેવને નામે જગતમાં જાણીતા છે, એમના અલૌકિક એવા કૈલાસધામમાં નૃત્યકળા, સંગીત આદિ માટે સ્વર્ગની અપ્સરાઓ આવતી હતી. સ્વયં ગૌરીપતિને પણ તાંડવ નામક નૃત્યનો શોખ હતો. એક સમયે કોઇ એક અપ્સરા ઇંદ્ર-ભુવનથી નીકળી કૈલાસ પ્રતિ પગલાં ભરી રહી હતી, એવામાં મધ્ય વાટે ઇંદ્રના સુત સાથે એને અચાનક ભેટો થયો. ઇંદ્ર-તનુ એ અપ્સરાને જોઇને નિજ દેહ-ભાન ભૂલી ગયો, અને તેની સાથે તેણે ભોગવિલાસ કર્યો. આમ અધવચ રોકાયાથી અપ્સરાને કૈલાસમાં જતાં નિત્યનિયમ કરતાં તે દિને મોડું થયું.આથી શિવજી ક્રોધે ભરાયા, અને કારણ પૂછતાં અપ્સરાએ અથથી માંડી ઇતિ પર્યંત સવિસ્તર ઘટના નિવેદન કરી. પાર્વતીપતિ ઇંદ્રતનુના આ અપરાધ અને નિન્દ્ય વર્તન જોઇ ખિજાયાં, અને તત્કાળ તેમણે શ્રાપ દીધો, કે:-"જાવ, એ ગર્દભ થઇને સંસારમાં જીવન ગાળો." સ્વર્ગાધિપતિ ઇંદ્ર કે જે આ સમયે કૈલાસમાં હતા, તે શિવજીને પોતાના પુત્રની આ ભૂલ માટેના શ્રાપનો અનુગ્રહ કરવાં કરગર્યા, અને કહ્યું, કે "હે પ્રભો! એમાં એ નાદાન બાળકનો દોષ નથી, પરન્તુ વાંક જુઓ તો ભલભલાને ભ્રષ્ટ કરનાર મન્મથનો છે." શિવ શાન્ત થયા, અને કહ્યું, કે "જો સંસારમાં ગર્દભદેહે રહ્યા છતાં પણ એ સત્કર્મ કરશે, ને હમેશ મ્હને સંભારશે, તો થોડા સમયમાં પુનઃ પાછો પૂર્વ સ્થિતિમાં આવી જશે." શાપાનુસાર ઇંદ્ર-તનય અવનિતલ ઉપર એક કુંભારને ત્યાં ગધેડો થઇને અવતર્યો. તે હરહમેશ રાત્રે નરદેહ ધારણ કરતો, અને દિવસે ગર્દભ-દેહમાં રહેતો. એક સમયે રાત્રિએ કુંભાર ઓચિંતો " મ્હને પરણવું છે. " એ શબ્દ સાંભળીને ચમકી ઉઠ્યો.

તપાસ કરતાં ગધેડાની જગ્યાએ માનવ-દેહને આ શબ્દો પોકારતો જોઇ તે આશ્ચર્ય પામ્યો. ઇંદ્રસુતે ગભરાયલા કુંભારને પોતાની કર્મકથા કહી "શું કરવું?" તે સૂચવ્યું. બીજેજ દિને કુંભારે પોતાના ગધેડા સાથે તે નગરના રાજાને તેની ત્રણે રાજકુંવરીઓ પરણાવવા કહ્યું. રાજાને કુંભારની વાત ઉપર વિશ્વાસ ન આવ્યો, અને 'જો એ સાચોજ ઇંદ્રકુમાર હોય' તો મ્હારા નગરનો કોટ કાંચનનો કરે,' એમ કહ્યું. કુંભારે રાત્રે નરદેહધારી ઇંદ્રિસુતને એ પ્રમાણે કહ્યું. જેના પ્રત્યુત્તરમાં ઇંદ્રસુતે પાડ્યું કે...'રાજાને જઇને કહેજે, કે ત્હારો એક અનુચર કોટની આસપાસ ફરી આવતાંજ ત્હારી ધારણા ફળીભૂત થશે. પરંતુ જો તે પાછું ફરી જોશે, તો કોટ તમામ ત્રાંબાનો થઇ જશે." બીજે દિને ભરી સભામાં કુંભારે આગી રાત્રિની વાત કહી. રાજાજ્ઞાથી એક અનુચર કોટની આસપાસ ફરવા ગયો. પરંતુ અર્ધ દુર્ગ ફર્યા બાદ "શું થયો હશે?" એ જોવા તેણે કુતૂહલપૂર્વક સ્હેજ પાછું જોયું, એટલે કોટ તમામ ત્રાંબાનો થઇ ગયો. ત્યારથી તે નગરનું નામ તામ્રવતી ઉર્ફે ત્રાંબાવતી પડ્યું. જે આજે ખંભાત કહેવાય છે. આ પછી પોતાની ત્રણે પુત્રીઓને રાજાએ ગર્દભ સાથે પરણાવી, અને જતે દિવસે તેમને ગર્ભ રહ્યા. એક રાત્રે પોતાની ગદર્ભ-દેહ ઘોડારમાં છોડી નરદેહધારી ઇંદ્રસુત ત્રણે સ્ત્રી સાથે ભોગ વિલાસ કરી રહ્યો હતો, એ અરસામાં લાગ જોઇ રાજાએ એનું ખોળીયું ફુંકી મૂક્યું. એ આશાથી કે "ખોખું બાળી નાખ્યા બાદ જમાઇને પુનઃ એમાં પ્રવેશવાનું નહિ મળે, અને પછી હરહમેશને માટે નર-દેહમાંજ રહી પોતાની પુત્રીઓ સાથે રાજપાટ ભોગવશે" પરન્તુ "વિનાશકાળે વિપરીત બુદ્ધિ," અનુસાર શાપિત ઇંદ્રિ-તનુ પણ ગર્દભ-દેહનું ખોલું સળગતાંની સાથેજ સળગી જઇ પોતાની પૂર્વાવસ્થા પામી શાપમુક્ત થયો, અને નગર આખુંયે પ્રજળી ગયું. કેવળ જીવ બચાવવા રાજાની ત્રણ

ગર્ભવતી પુત્રીઓ મ્હાસી ગઇ. જ્યાં તેમને અનુક્રમે વિક્રમ-ભટ્ટી ભર્તૃહરિ એમ ત્રણ પુત્રો થયા. માતાઓનો વૈકુંઠવાસ થતાં તે ત્રણે યોગીઓના આશ્રમે ઉછરી મ્હોટા થયા, અને તેમાંથી પછી ભાગ્યયોગે ભર્તૃહરિ માળવાનો ધણી થયો. આ માલવપતિ ભર્તૃહરિને ત્રણસો સાઠ નારી હતી. જેમાં પિંગળા સહુથી અધિક વ્હાલી, માનીતી ને પટ્ટરાણી હતી. એવું બન્યું, કે એક વેળા ભર્તૃહરિની ગેરહાજરીમાં તેણે પોતાના દિયર વિક્રમ પાસે પ્રેમ-યાચના કરી, પરન્તુ વિક્રમે તેને સદ્દબોધ દઈ સમજાવી દીધી. હતાશ રાણીએ ઢોંગથી માંડી તો વાળ્યું, પરન્તુ દીલમાં એ અપમાનનો ડંખ લાગી ગયો. દુર્બોધા નામની દાસીએ રાણીને આગળ જતાં અધમ એવા અશ્વપાલ સાથે કૂપંથે ઉતારી. વિલાસી ભર્તૃહરિએ રાજપાટ વિક્રમને સોંપ્યા, અને પોતે ચોવીસે કલાક પિંગળાના અંતઃપુરમાંજ પડ્યોપાથર્યો રહેવા લાગ્યો. થયું એમ કે એક વેળા રાણીના યાર અશ્વપાલને વિક્રમે કંઇ ભૂલને માટે માર માર્યો, તેને માટે તેણે રાણીના કાન ભંભેર્યા. મૂળે રાણી પિંગળા વિક્રમ ઉપર કીધેલા અપમાનનું વૈર વાળવા મથતી હતી, તેમાં આ બનાવે અગ્નિમાં ઘૃતાહૂતિની ગરજ સારી. વિક્રમે પોતાના ઉપર બળાત્કાર કર્યો છે, એવું પ્રેમાંધ ભરથરીને ભેરવી એણે નિર્દોષ વિક્રમને દેશનિકાલ કરાવ્યો. એજ વેળા કોઇ એક બ્રાહ્મણે રાજાને અમરફળ લાવી સભામાં આપ્યું. યોગી મહાત્માની આ પ્રસાદી આરોગી અમર થવા રાજાએ મ્હેલે જઇ તે પ્રિય એવી પટરાણી પિંગળાને અર્પ્યું. પિંગળાએ હલકા એવા પોતાના પ્રેમી અશ્વપાલને આપ્યું, અને અશ્વપાલે પોતાની રખાત એવી વેશ્યા કલાવતીને આપ્યું. વેશ્યાને વિચાર થયો, કે ' આ અમરફળ ખાઇને મ્હારે સદાને માટે આવો પાપી ધંધો કરવો, એથી તો રૂડું આ નગરના પ્રજાપાલક ભૂપતિને ચરણે

ભેટ ધરવું.' વારાંગનાએ ફરીથી એજ ફળ રાજ્યદરબારમાં લાવી ભર્તૃહરીને ચરણે ભેટ ધર્યું. રાજા વ્હેમાયો, અને છેવટે પિંગળાના ભેદનો મર્મ ખુલી ગયો. પાપનો ઘડો ફુટતાંજ અશ્વપાલને શહેર બ્હાર કાંડવામાં આવ્યો, અને પ્રેમાંધ એવા રાજાને સંસાર અસાર છે, એમ ભાન થયું. કહેવાય છે, કે પિંગળાના પ્રેમમાં મુગ્ધ એવા રાજાએ પોતાની યુવાનીમાંજ શૃંગાર-શતક રચ્યો હોવો જોઇએ. રાજાને આ પછી રાજ્યપાટ ઉપર વિરાગ આવ્યો, એટલે તે યોગી થઇ ગયો. આ સમયે તેણે વૈરાગ્ય-શતક રચ્યો. ગુરુ ગોરખનાથની દિક્ષા લઇ એ જીવનભર રાજયોગી રહ્યો. વિશેષમાં વળી અમરફળ એ પછી, એ પોતેજ ખાઇ ગયો હતો, જેથી હજુ પણ જીવે છે, એવી લોકમાન્યતા છે. રાણી પિંગળા પણ આ પછી સુધરી ગઇ, અને અવશેષ જીવન એણે પ્રભુ-ભક્તિમાં પસાર કર્યું. માળવાની ગાદી ભાઇની ઇચ્છાથી પછી વિક્રમે ભોગવી.

**દંત-કથા.**

એક વસ્તુ ઉપર પ્રમાણે છે, જ્યારે દ્વિતીય દંતકથા આમ પણ છે. ભર્તૃહરિ પિંગળામાં અત્યંત આશક્ત હતો. એક વેળા એણે પિંગળા પોતાને સાચા હૃદયથી ચ્હાય છે, કે નહિ? એ પરિક્ષા કરી જોવા શિકારેથી પોતાના અનુચર સાથે લોહીવાળાં કપડાંની નિશાની આપી એવા અમંગળ સમાચાર કહાવ્યા, કે:-"રાજન્‌ને તો જંગલમાં સિંહે ફાડી ખાધા." આ શબ્દો સાંભળતાંજ "હા પ્રાણનાથ!" કરતાં પિંગળા પડી, અને તત્કાળ તેનો પ્રાણ છૂટી ગયો. ( કેટલાકનું માનવું એમ પણ છે કે, એ લોહીવાળા કપડાં લઇ રાણી સતી થઇ. )

( સરખાવો-ગીતગોવિંદના કર્તા કવિ જયદેવની પત્નીનો પ્રસંગ.) પાછળથી ભર્તૃહરિને આ વાતની ખબર પડતાં, એ અસહ્ય આઘાત ન સહન થઇ શકવાથી તે રાજ ત્યાગી યોગી થઇ ગયો.

સત્યાંશ શામાં ને કેટલું હશે ! તે તો હરિ જાણે, પરન્તુ પ્રસ્તુત વસ્તુ શ્રી મોરબી આર્ય સુબોધ નાટક મંડળીના કવિ શ્રી. વાઘજીભાઇ રચિત રાજા ભરથરીમાંથીજ લીધી છે. જો કે પિંગળા એ પૂર્વજન્મની કોઇ શાપિત અપ્સરા હતી. એ વાત અધિકાંશે સત્ય લાગે છે, પરન્તુ ભર્તૃહરિ વિરચિત શૃંગાર-શતક તથા વૈરાગ્ય-શતક જોતાં તો પ્રથમનીજ વસ્તુને વધુ પુષ્ટી મળે છે. અંતે કહેવાનું એજ કે:-

હું કંઇ મહાન કવિ, કે સર્વજ્ઞ હોવાનો દાવો ધરાવતો વિદ્વાન લેખક નથી, છતાં મ્હેં જે કંઇ આલેખ્યું છે, તેને માટે હું સંપૂર્ણ જવાબદાર છું. હૃદયમાં આવી ભાવના ભરનાર ભગવાનને તો હું ભૂલુંજ કેમ ! તેમના શ્રી ચરણોમાં મ્હારા કોટાનકોટી વંદન હો ! અંતે યોગેન્દ્ર શ્રી ભર્તૃહરિનેજ સંભારીએ કે:-

**साहित्यसंगीतकलाविहीनः साक्षात्पशुः पुच्छविषाणहीनः॥**

તા. ક.-આ પાંચમી આવૃત્તિમાં ઘણાખરા કડણુ શબ્દો કાઢી નાખી બની શકે એટલા બંધબેસતા શબ્દો યોજવા શકય પ્રયત્ન આદર્યો છે. કાવ્યો પણ કેટલાક નવા નાખ્યાં છે, તદુપરાંત રસખંડનકર્તા તૂટતા પ્રાસોને પણ જાળવવા પાછળ પૂરતું લક્ષ આપવામાં આવ્યું છે. મુદ્રણાલયમાં હ્રસ્વ-દીર્ઘ ચિહ્નો પૂરતાં ન હોવાથી મૂકી શકાયાં નથી. સુજ્ઞ વાંચક બંધુઓએ પિંગળ પ્રમાણે કાવ્ય-છંદોના માપ જોઇ એ ગોઠવી લેવા કૃપા કરવી.

સંવત્ ૧૯૮૨.
શ્રીકૃષ્ણ જન્માષ્ટમી.

ભવદીય,
સાહિત્ય-પ્રેમી, "પુષ્પ."
**ગમનલાલ હીરાલાલ બદામી.**
વાડીફળીઆ, પગથીઆશેરી-સુરત.

---

સુરત બાજીવાળી પોળમાં આવેલા શ્રી "અનાવિલ બંધુ" પ્રીન્ટીંગ પ્રેસમાં ગોવિંદજી ડાહ્યાભાઇ નાયકે છાપી.

માલવપતિ યોગેન્દ્ર

...શ્રી....

# રાજા ભરથરી.

પ્રયોજકઃ—શ્રી. " પુષ્પ."

[ હરિગીત. ]

મનહર મઢૂલી શોભતી સમદ્રષ્ટિ નામે સંતની,
વિંધ્યાટવીમાં વેદ ! શ્રીમદ્ ભાગવત ! ગીતા–ધ્વનિ.
શિષ્યો–મુની–બાળક બધાં એ સ્થાનમાં ભણતા હતાં,
ગુરુદેવજી આશ્રમ વિષે નિજ નિત્ય–પૂજામાં હતા.

વિધવિધ સુશોભિત કયારીઓ એ આંગણામાં શોભતી.
"જન્મ્યું જવાનું એક દી" ખીલી, ખરી, સંબોધતી.
મધ મધ થતી શી મ્હેંક મીઠી દીલડાં ડોલાવતી,
અજ્ઞાન–અંધારાં હરી આંખો અહા ! ખોલાવતી.

અણુચિંતવ્યો કંગાલ કો આવી ચઢયો એ સ્થાનમાં,
જ્યારે હતા ગુરૂદેવ શ્રી ગોવિંદના શુભ ધ્યાનમાં.
દુર્બળ શરીરે વસ્ત્ર પણ ફાટયાંતૂટયાં મેલાં હતાં,
હતભાગીના બે ગાલ પર આંસુ તણા રેલાં હતાં.

ભૂખે તથા તરસે બિચારો છેક વલવલતો હતો,
"પાણી મ્હને કો પાવ ભાઇ !" બોલી ટળવળતો હતો.
પોકાર પામર જીવનો એ સંતને કાને ગયો,
સાધુપુરૂષનો પ્રાણ પર–દુઃખ સાંભળી દુઃખી થયો.

તત્ક્ષણ દયાળુ દેવ ! જેનો ધર્મ પર+ઉપકાર છે,
જેણે જગત્-કલ્યાણ કરવાને (અહીં) લીધો અવતાર છે.
એવા મહાયોગી પૂજા પડતી મૂકી દોડયા ત્યહાં,
નિર્ખી ઋષિને બાપડે નિજ હાથ બે જોડયા અહા !

પાવન થવા પગમાં પડયો....સમદ્રષ્ટિએ ઊભો કર્યો,
નિર્મળ પિવાડી પાણી પળમાં થાક તેનો સૌ હર્યો.
જોઈ દરિદ્રીની દશા અંતર વિષે ઉપજી દયા,
આશ્રમ વિષે એને પછી પ્રેમે ગુરુ તેડી ગયા.

બોલ્યા ગુરુ, "બેટા ! કહે એવી વિપત્તી શી પડી ?
ધીરે રહી સમજાવ કે શાને રહ્યો છે તું રડી ?"
મમતાભર્યાં ગુરુદેવના આ શાન્ત શબ્દો સાંભળી,
એના અભાગી નેત્રમાં પાણી ભરાયાં છે વળી.

કરજોડી બોલ્યો બાપડો કા'ણી દયાભીની હતી,
હૈયું ભરાઇ આવતાં વાણી જરા થોભી જતી.
"ગુરુદેવ ! તમને શું કહું ? ત્રિકાળજ્ઞાની આપ છો,
મ્હારા સમા દુ:ખી જીવોના ધર્મના માબાપ છો."

"માથું ધર્યું છે મ્હેં પિતા ! આજે તમારા ચરણમાં,
કાપો કૃપાળુ ! કષ્ટ હું આવ્યો તમારા શરણમાં.
ગુરુદેવ ! હું તમ શિષ્ય છું મ્હારૂં ધવલપુર ગામ છે,
બ્રાહ્મણ તણો સંતાન મ્હારૂં નામ શાન્તિરામ છે."

"વિદ્યા ભણી તમ-આશ્રમે સંસાર માંડીને રહ્યો,
પણ ત્રાસ ખૂબ ગરીબીનો! જે જાય ના મોઢે કહ્યો.
સંતાન-સ્ત્રી સહુ વલવલી ભુખ-દુઃખથી રીબાય છે,
દારિદ્રયની દેવી અમોને હાય! ખાવા ધાય છે."

"સ્ત્રી-પુત્ર મ્હારા અન્ન વિણુ ઉપવાસથી અકળાય છે,
જોતાં વવલતાં જળ વિના આ કાળજું ચીરાય છે.
પરદુઃખભંજન છો તમે જાણી હું આવ્યો જાચવા,
રસ્તો બતાવો કંઈ તમે કંગાલિયત આ કાપવા."

બોલ્યા ગુરુ, "બેટા! મ્હને શંકા ન ત્હારી વાતમાં,
પણ સર્જવાં શ્રીમાન યા નિર્ધન! (એ) વિધિના હાથમાં.
સુખ-દુઃખ એ ગત જન્મના સારાં-નઠારાં કર્મ છે,
શાન્તિ અને સંતોષથી રહેવાં સહુનો ધર્મ એ."

"કર્માનુસારે પ્રાપ્ત પ્રાણીમાત્રને સહુ થાય છે,
જેવાં ઉગાડે વૃક્ષ જે! તેવાં ફળો તે ખાય છે.
સહુ સ્નેહ-ધૈર્યે સેવવું! જે જે ગમ્યું જગદીશને,
અહા! સહનશિલતા! કરે અમૃત અંતે વિષને."

"ગત જન્મમાં દેવું કરો, તે આ જનમ્‌માં ચૂકવો,
નિશ્વાસ કોના પર અભાગી જીવ! એમાં મૂકવો.
સમજી...વિચારીને પછી સંસારમાં પગલાં ભરો,
પ્હેલાં વિચારો ખૂબ પાછળથી વિમાસણ ના કરો."

"અધ્ધા ! સહનશિલતા ! ધીરજ ! મ્હારી હવે રે'તી નથી,
ગભરાઉં છું ગુરુદેવ ! હું દુઃખ દેહ આ સ્હેતી નથી.
હું કરગરૂં છું આપને આપો કૃપા–બિન્દુ મ્હને,
ટીપું મહાસાગર બરાબર એ દયાસિન્ધુ ! મને."
"બચ્ચા ! સમજ સંસાર, સ્ત્રી, શ્રી*માં અધિક સંતાપ છે,
સંસાર ! સમજુને મને તો એક મ્હોટો શ્રાપ છે.
કેશવ કરે એ ઠીક સૌ એનો નહી ઊપાય છે,
નિષ્પક્ષપાતી ×ધર્મનો નિર્મળ નિરંતર ન્યાય છે.
"સુખમાં ભલા ભગવાનની ભક્તિ-પૂજા ભૂલાય છે,
દુઃખમાંજ દીનદયાળનું શુભ નામ સંભારાય છે.
સુખમાં છકી જઈ ધર્મ નીતિ વેગળે મૂકાય છે,
દુઃખમાં થતું ભગવદ્-મરણ નર પૂણ્યશાળી થાય છે."
"માટે ભલા બ્રાહ્મણ ! તજી દે મોહ ધન ને ધામનો,
શ્રીનો અને સંસારનો નહી....ભક્ત થા શ્રી રામનો."
"શબ્દો સુધા સમ+ આપના તો પણ પ્રભુ ! ભાવે નહી,
'સંસારથી સંન્યાસ સારો'(મ્હારી) ધ્યાનમાં આવે નહી."
"માટે ગુરુજી ! હાલ તો ભિક્ષા મ્હને દયો આટલી,
આશા હૃદયની પૂરીને આશિષ આપો કંઇ ભલી."
"ગાંડા ! અરે ગાંડા જુએ આ ઝુંપડી સંન્યાસીની,
આશા કહે કયાંથી ફળે અહીં અર્થના[1] અભિલાષીની ?"

* લક્ષ્મી. × ધર્મરાજાનો. + જેવા=પ્રમાન. ૧ પૈસાના.

"સાધુ–જીવન જ્યાં ગાળીએ ફળ–મૂળ પર ગુજરાન છે,
ત્યાં બ્રહ્મને ભૂલાવનારી લક્ષ્મીનું શું કામ છે ?
આશા અહીં ત્હારી કદાપી દુન્યવી તો નહી ફળે,
બીજું બધું મળશે પરન્તુ એક પૈસો નહી મળે."

આ શબ્દ સાંભળતાંજ બ્રાહ્મણનું હૃદય ભાંગી ગયું,
'ફેરો ગયો મ્હારો નકામો કામ સાર્થક ના થયું.
પાણી ભરાયાં આંખમાં પાછો ફરી પગમાં પડયો,
"કરુણેશ ! કૈં કરુણા કરો." કહી કરગર્યો, પુષ્કળ રડયો.

"છો આપ સંત સમર્થ શું નહી થાય સ્વામી આપથી ?
તારો દયાસાગર ! ત્રિવિધ સંસારના સંતાપથી."
દિલડું દયામય સંતનું સંસારમાં કહેવાય છે,
પરદુઃખ જોતાં પલળી પળમાં પ્રેમભીનું થાય છે.

પિગળ્યું હૃદય ઋષિરાજનું ને રે'મ હૃદયે ઉભરાવી,
ફળ એક નિજ ઝોળી વિષેથી બ્હાર કાઢયું સાચવી.
બે હાથથી બેઠો કરી, ચરણે પડેલા દ્વિજને,
ફળ આપતાં બોલ્યા ઋષિ "ઇશ્વર કૃપાથી સૌ બને."

"આનું અમરફળ નામ શાન્તિરામ ! ગોખી રાખજે,
કાયા અમર કરવા ચહે તો ઘેર જઈ એ ચાખજે.
આ દિવ્ય ફળ આરોગનારો કોઈ દિન મરશે નહી,
વર્ષો વિતે તો પણ ન તેનું રૂપ વય ફરશે કંઇ."

"ઇચ્છા ત્હને જો થાય તો અદ્દભુત ફૂળ આ કાપજે,
નહી તો જઇ લક્ષ્મી લઇ શ્રીમંતને કોઇ આપજે.
આ વસ્તુ ત્હારૂં દુઃખ-દળદર એક દિનમાં ટાળશે,
આયુષ્ય બાકીનું હવે આરામમાં તું ગાળશે."

કીધાં પ્રણામ પગે પડી ફળ હોંસથી લીધું અહા!
દીધો શુભાશિર્વાદ "મંગળ થાવ." ગુરુદેવે ત્યહાં.
હૈયે સમાયે હર્ષ ના હાંફે અતિ શ્વાસે ભર્યો,
કંઇ કંઈ વિચારો બાંધતો નિજ ઘેર એ પાછો ફર્યો.

ગંગા ગૃહીણી સાધવી સન્નાર ને સમજુ બહુ,
તેને સવિસ્તર વાત સમજાવી કહી એણે સહુ.
બોલી સતી, "હે પ્રાણવલ્લભ! (જો) વાત મ્હારી સાંભળો,
આ દિવ્ય ફળ લઇને તમે દરબારને પંથે પળો."

"માલવપતિ ભર્તૃહરિને ભેટ જઇને આપજો,
કે'જો "સ્વિકારી રાજ આ....દળદર અમારૂં કાપજો."
સ્ત્રીની સલા' સોના સમી એ શાન્તિરામે મન ગણી,
ચાલ્યો અમરફળ આપવા માલવપતિ-મ્હાલય ભણી.

* * * * *

ઉજ્જયિની નગરી જે અવન્તિ હાલમાં કે'વાય છે,
ત્યાં આણુ રાજા ભરથરીની આ સમય દેવાય છે.
રાજા નીતિ ને ન્યાયમાં ખામી નહી રાખે જરા,
શાણા સચીવો શૂર સરદારો બંધાય કહ્યાગરા.

પણ પિંગળા રાણી નવીના સ્નેહ તેમ સ્વરૂપમાં,
ડૂલી ગયા'તા ભાન-જ્ઞાન તમામ એમાં ભૂપના.
આઠે પ્રહર રણવાસમાં ગાંડા બની ગાદી કીધી,
ચિન્તા પ્રજા-કલ્યાણની સહુ ભાઇને સોંપી દીધી.

વિક્રમ લઘુ બંધુ નીતિના રાહ પર નિત્ ચાલતો,
બાહોશીથી સહુ રાજકાજો ભાઇના સંભાળતો.
જીત્યો પ્રજાના પ્રેમને નિજ સત્ય શુદ્ધ ચરિત્રથી,
સેવક તથા સરદારના ખેંચ્યા હૃદય પોતા-પ્રતિ.

માલિની:-(વચન સરવ સાચાં...વિક્રમા ! બંધુ ત્હારાં-રાહ. અ. ૧૫)

રમણીય રણવાસે...રંગ રેલી રહ્યાં એ,
ભરી ભરી પિચકારી...હોળી ખેલી રહ્યાં એ !
ભરથરી કૃષ્ણ બને...પિંગળા થાય રાધે,
ચતુર રસિક દાસી...ગોપીના કાર્ય સાધે.

મધુર મધુર બંસી...કા'ન વચ્ચે વગાડે,
લલિત અહા ! લગની...રાધિકાને લગાડે.
થેઈ થેઈ થેઇ નાચે...ખેલ મ્હેલે શું ખેલે.
વિભુ વૃન્દાવનમાં...રાસ જાણે ન રેલે !

શિખરિણિ:-(પ્રભો ! અંતર્યામિ...જીવન જીવના દીનશરણા-રાહ. અ.૧૭)

કટાક્ષો કાન્તાના...હૃદય-હુરગો કોરતી બહુ,
સ્રીઓના સૌન્દર્યો...મનુજ-ચિતડાં ચોરતી બહુ.
બન્યો ગાંડો રાજા...સ્વરુપ નવી-રાણીનું નિરખી,
ગઈ શુદ્ધિ બુદ્ધિ...નયન-પડતાં પ્રેમ-સુરખી.

પ્રેમાંધ એવો ભરથરી વિક્રમ તણી વિનતિ થકી,
દરબારમાં આજે પધાર્યો'તો બહુ દિવસ પછી.
સોના તણો ઊગ્યો સુરજ સહુને મને દરબારમાં,
આનન્દ—હેલી હર્ષની ઉછળી રહી સરદારમાં.

કવિ ભાટ મંગળમય કવે ઉત્સવ રુડા ઉજવઈ રહ્યાં,
દરબારગઢના આંગણા પાવન પુનિત પગલે થયાં.
શોભા અનૂપમ આજ શી ? મન—મુગ્ધ ઉભરાતી હતી,
કોમળ મધુરા કંઠથી કો ગાયિકા ગાતી હતી.

કનૈયાની હોળી.

રાધાઃ—રંગભરી પિચકારી...કનૈયો મારી ગયો પિચકારી.

યમુના—કિનારે જળ ભરવાને...ઘડૂલો લઇ હું તો ગઇ'તી,
હસતી રમતી સખીઓ સાથે...પાણીડાં ભરી રહી'તી.
એવામાં પાછળથી આવી...કનૈયો.

સોગનપૂર્વક કહું છું બ્હેની ! એણે વાર લગાડી,
વિંધ્યા હૈયાં વનમાળીએ...મોહક વેણુ વગાડી.
મ્હારી શુધ્ધ ને સાન વિસારી...કનૈયો.

પજવી પજવી પાણી ઢોળ્યું...ગાગર વિંછળી બગાડી,
કર પકડીને પાલવ ખેંચ્યો...હોળી અહાહા ! રમાડી.
મસ્તી શું કહું એની ભારી...કનૈયો.

ઓઢણી આછી ભિંજવી જોને...રંગી અલી સખી ! ચોળી,
કેશુડાના ફૂલને રંગે...અંગ દીધું તરબોળી.
હું તો થાકી એને વારી...કનૈયો.

વેણી—લટ વિખરાવી મ્હારી...હાર ગળાનો તોડયો,
ઘડૂલો ઝુંટવી દોડી હું તો...એ પણ પાછળ દોડયો.
પકડવા...એનાથી તો હારી...
અલી બા ! રંગભરી પિચકારી...કનૈયો.

## રાજા ભરથરી પિંગળાને ફિટ્કાર આપે છે.

— : પાપી પિંગળાને ફિટ્કાર આપે છે. : —



— : ભર્તૃહરિનો સંસાર પર વૈરાગ્ય. : —

'ધિક્કાર ત્હારી જાતને...ધિક્કાર ત્હારી આતને,
ધિક્કાર ત્હારા તાતને...ધિક્કાર ત્હારા નામને.

# પિંગળા અને રાજા ભરથરી.

પતિ-પત્નીનો એક પ્રેમ-પ્રસંગ.



પિંગળાને અમરફળની પ્રાપ્તિ.

તીરછાં નયનના બાણથી ભેદ્યાં હૃદય દુર્ગો તમે,
પ્રેમાળ પિંજરમાં પૂર્યાં પ્યારી ! હવે કેદી અમે.

મંદાક્રાન્તા:-( તે પંખીની ઉપર પથરો-રાહ...અક્ષર ૧૭. )
આવી આવી...રમત-ગમતો...થૈ રહી છે સભામાં,
હેવી શોભા...ઝગઝગી રહી...પૂછવું શું પ્રભામાં?
વિદ્વાનો ને...કવિગણ વિષે...વાદવિવાદ ચાલે,
રાજા રીઝે.. કઈ રીતિ વડે...એજ સૌ ધ્યાન આલે.

ઉપજાતિ:-[ કેરી ભરેલી...રસથીજ સારી-રાહ...અ. ૧૧. ]
એત્રે સભામાં...પ્રતિહાર આવ્યો,
આજ્ઞા પ્રભુ શ્રી!...વિનતી હું લાવ્યો,
દ્વારે પધારી...દ્વિજ એક કે' છે.
શ્રીમાનને એ...મળવા ચહે છે.

( હરિગીત. )

આજ્ઞા થતાં નૃપની બધાં એ નૃત્યગાન સમી ગયાં,
ન્હાનાવિધિ વાજીંત્ર તાલ મૃદંગ બંધ બધાં થયાં.
સામ્રાજ્ય શાન્તિના સભા સર્વત્રમાં છાઇ વળ્યાં,
આતુર ડોળાં સર્વના દરબાર-દ્વાર પ્રતિ ઢળ્યાં.

વસંતતિલકા:-(નિદ્રા મહીં નહી હતું તન-ભાન જ્યારે-રાહ. અ. ૧૪)
શાન્તિ સભા સકળમાં પથરાઈ ગૈ છે,
ભૂપાળને પણ અધીરઈ ખૂબ થૈ છે.
સન્માનપૂર્વક ભૂદેવ! (ને) પ્રવેશાવા દયો,
પૂજા-પ્રબંધ તમ શીર પ્રધાનજી! લ્યો.

માલિની:-(૧૫) નમન નૃપ કરે સૌ...વિપ્રને તે સમે હા!
ઉઠી જઈ અરપે જ્યાં...ભૂપતિઓ સ્વજગ્યા.
અરરર! બ્રાહ્મણ એ...આજ ભિક્ષાર્થ ભટ્કે,
અધધ અધમ હાલો...અંતરે ખૂબ ખટ્કે.

ભુજંગી:-( પિતાની કુહાડી લઈ બાળ ન્હાનો—રાહ-અ. ૧૨. )

ગયાં જ્ઞાન ને ભાન વિદ્યા વિવેકો,
રહ્યાં ક્યાંછ પાંડિત્ય ! એ નૂર પેખો.
નહી સ્નાન સંધ્યા પૂજા કાંઈ જાણે,
ગુમાવ્યું બધું ભીખમાં મોજ માણે.

આવ્યો સભામાં બ્રહ્મ ઊઠી ભરથરી સ્હામા ગયા,
બે હાથ જોડી માળવાના ભૂપતિ એને નમ્યા.
શાણા પ્રધાને તુર્ત પૂજન-થાળ લાવીને ધરી,
લીધો શુભાશિર્વાદ ભક્તિભાવથી પૂજા કરી.

આસન કનકનું આપીને પાસે ઉભા પૃથ્વીપતિ,
'ક્યાંથી પધારો ?' પ્રશ્ન પૂછ્યો રાજવીએ પ્રેમથી.
અથથી ઇતિ ઇતિહાસ શાન્તિરામ ત્યાં નિજ કહી ગયો,
"શા કારણે મ્હેં ગૃહ તજ્યું ? શા માટ જંગલમાં ગયો ?"

"કેવી રીતે ત્યાં સદ્‌ગુરૂ સમદ્રષ્ટિના દર્શન થયા ?
વિસ્તારી હાલ દયાજનક મ્હેં એમને મ્હારા કહ્યા.
આપ્યું અમરફળ ! આ રહ્યું ! મ્હારાજ ! એ સ્વીકારજો,
આરોગી થાવ અમર ! અમારા દીન-દુઃખ નિવારજો."

લીધું અમરફળ રાજવી ! સહુને બતાવી એ રહ્યા,
વસ્તુ અલૌકિક જોઈ નહી અંજાય એવો નર કયો ?
બોલાવી કોષાધ્યક્ષને આજ્ઞા કરી રાજેન્દ્રએ,
કેઃ-"દાન સવ્વાલાખ સોનામ્હોર (નું) દયો આ બ્રહ્મને."

નિર્ધનપણું ફીટી ગયું બક્ષીસ બહુ મ્હોટી મળી,
આશિષ દઇ પંથે પડયો અભિલાષ અંતરની ફળી.
લઇને અમરફળ એ પછી ભૂપ ભરથરી મ્હેલે ગયો,
'ફળ ખાવું કે નહી?' પ્રશ્ન એ નિજ હૃદયમાં ઉત્પન્ન થયો.
દૈવી–પ્રસાદી આખરે આરોગવા નિશ્ચય કરી,
લીધી કટારી કાપવા પ્રિય પિંગળા ત્યાં સાંભરી.
"હે પિંગળા! પ્યારી ત્હને! વિસરી અહા તદ્દન ગયો,
ભામા મુકી ભરથાર એકલપેટ આજે જો થયો!"
"સૌન્દર્ય ત્હારૂં સુન્દરી! [1]શાશ્વત સજીવન રાખવા,
કાયમ યુવાની આ રહે....એ કાજ અર્પિશ ચાખવા.
આરોગી એને એકલો હું અમર થઈને શું કરૂં?
એથી (તો) ત્હને ખવડાવી આખી જીન્દગી પ્રેમે ભરૂં."

શાર્દુલવિક્રીડિત:–[ જાણે જે તપ એજ છે ધન ખરૂં...રાહ–અ. ૧૯.]

પાછું વિંટી રુમાલમાં ભરથરી...મ્હેલે જવાને ફર્યો,
સૌંદર્યે તુજ પિંગળા નૃપતિને...પ્રેમાંધ ઘેલો કર્યો.
શૃંગારો સજી સોળ રંગભુવને...સમ્રાજ્ઞી આશાભરી,
જોતી રાહ અધીર કિન્તુ હૃદયે...મ્હોતો શ્રી ભર્તૃહરિ.

ઉપજાતિ:–(૧૧) એ પાપ પંથે...પિંગળા પળી'તી,
દાસી નઠારી...નસિબે મળી'તી.
એણે ચૂકાવી...પતિદેવ – પ્રીતિ,
નેવે મૂકાવી...બધી ધર્મ [2]નીતિ.

---

૧. સદા માટે. ૨. નામના–કીર્તિ.

ભુજંગીઃ-(૧૧) હતો ચાર ઘોડારમાં નીચ જ્ઞાતે,
પડી પિંગળા પ્રેમમાં તેની સાથે.
જનેતા તણી કૂખ! કીર્તિ! લજાવી,
દીધી લાજ-મર્યાદ કામે! તજાવી.

( હરિગીત. )

આજ્ઞા કરી છે દાસીને "જા ચાર તેડી લાવ તું,
બહુ કામ વ્યાપ્યો અંગમાં જલ્દી જઇને આવ તું.
ચંદન શરીરે ચોપડયું તો પણ શિતળતા થાય ના,
ઊતાવળી જા બ્હેન! જવાળા કામની જીરવાય ના."
ખાવુંપિવું મનભાવતું ચિત કયાંય પણ ચ્હોંટે નહી,
કામે કરી અકળાયલી (હું) મુજને કશે ગોઠે નહી."
આજ્ઞા થકી દાસી ઉઠી....ગઇ ચારની ઘોડારમાં,
દેખાવ (પણ) ત્યાં એવો દીઠો....હિંમત છૂટી પળ વારમાં."
પાષાણ-પુતળી તુલ્ય થઇ ગઇ સ્થિર ડગ ચાલે નહી,
પાપણ સરીખી આંખ પણ પલકે નહી! હાલે નહી.
દેખાવ એવો શો હતો? કૌતક શું જોયુ દાસીએ?
ગંભીર એવું શું હતું? તે વાત વાંચક! વાંચીએ.

* * * * *

માલા તણી ફરિયાદથી વિક્રમ અહીં આવ્યો હતો,
આગળ થકી "હું આવું છું." સંદેશ નહી કા'વ્યો હતો.
જયાં અવ્યવસ્થિત અશ્વ જોયાં....ક્રોધ દીલે વ્યાપીયો,
લઇ ચાબખો એ અશ્વપાલક-પીઠ પર ઉગામીયો.

ભુજંગીઃ-(૧૨) ×મદિરાની ઘોડારમાં ગંધ મારે,
પડેલી જુઓ બાટલી *દીશ ચારે,
હમેશાં જતો રાંડને ઘેર રાતે,
જતાં મ્હેં દીઠો છે પ્રભુ! ખૂદ જાતે.

( હરિગીત. )

×માલો બધું બોલ્યો જતો ને અશ્વપાલક કરગરે,
વિક્રમ પૂછે ફટકાવતો...."આખો દિવસ તું કયાં ફરે ?"
"મૂકો ! જવા દયો ! આજથી દુર્લક્ષ કો દી નહી કરૂં,
બાપૂ! હવેથી રાત દિન હું નોકરી નક્કી ભરૂં."

શિક્ષા કરી વિક્રમ ગયો, કે દાસી એ દાખલ થઇ,
"શ્વાસેભરી આવી" અજાણી વાત થઇ જાણે કહી.
"રસિયા ! પધારો રંગમ્હેલે રાહ રાણીજી જુએ,
કળ આપ વિણ પડતી નથી સેજે નિરાંતે ના સુએ."

[એમ કહી અશ્વપાલને છૂપે રસ્તેથી રણવાસમાં તેડી લાવી બ્હારના દિવાનખાનામાં બેસાડી, ચતુર દાસી રાણીના શયનગૃહને દ્વારે આવે છે.]

૧ દાસીઃ- (બ્હારથી.) —: સાખી :—

શણગારે સજ થઈ રહો...ઢેલ ! પધાર્યાં +મોર,
ચિંતવન જેનું ચિત્તમાં...(તે) આવ્યા પ્રેમી ચોર.

---

× દારૂ. * દીશાએ. + અશ્વપાલનો નોકર.

૧ પૂર્વે અત:પુરમાં રાણી અને રાજકુમારીઓની સખીઓજ દાસીનું કાર્ય કરતી હતી.

ચંદ્ર ! ચકોરી આવીયો...કુમુદિની અલી ! તું ચેત,
કમલિની ! ઉઘાડ +પાંખડી...જો રવિ બોલાવેછ.
ચાતકી મેઘ પધારીઓ...તૃષા હવે છીપાવ,
વિરહાગ્નિ પિયુ–ભેટથી...બ્હેની ! સર્વ બૂઝાવ.

( પ્રત્યુત્તર. )

રાણી–પ્રફુલ્લ થઇ *ફુલ પાંખડી...ભ્રમર પ્રવેશ કરાવ,
થોડું બોલો ! બ્હેંકતા...છેક જરા શરમાવ.
અણઘટતું ન ઉચારીએ...બહુ નહી ફાટી જાવ,
થોડામાંજ મઝા' પડે...અતિ લોભી મા થાવ.

વેણી ગજરે ગૂંથી છે...ફરી ફરી ઓળ્યા કેશ,
આછાં અમ્મર ઓઢીયાં...ઝળહળ નૌતમ વેશ.
અંજન આંજયા આંખમાં...ભાલે ચંદ્રક ગોળ,
સજયા આજ શણગાર મ્હેં...સખીરી ! સોળેસોળ.

તાંબુલના મુખવાસથી...અધરો રંગ્યા લાલ,
વધાવશું પૂલ–મોતીડે...ઉડશે અબીલ ગલાલ.

દાસી:– હ્યો ! ત્યારે હું જાઉં છું...ધૂસાડું છું ચોર,
જોઇ બરાબર ઝા'લજો...કરે ન શોરબકોર.

રાણી:–બહુ સારૂ ! ડા'પણ તજી...જા ઝટ કર ના વાર,
ઝટપટ મોકલ પ્રિયને...મ્હેણાં થોડાં માર.

દાસી:–સમય સાંપડે સહુ કહે...એમાં શાની બીજ ?
ઈનામ હું તો લેશ બા ! (હા) એક અમૂલી ચીજ !

રાણી:–આપીશ નવસર હાર જા...વ્હેલી મેળવ કાન્ત !
લ્હાય હૃદયની હોલવે...તન–મન થાયે શાન્ત.

+દ્વાર. *સૌંદર્યરૂપી પુષ્પની શોભા રૂપી પાંખડીઓ શૃંગારની સુવાસ સજી.

(પરિચારિકા પ્રયાણ કરી જાય છે. પિંગળાના શૃંગારભુવનનું રંગ-દ્વાર ખુલે છે. વિક્રમનો માર ખાઈ આવેલો **અશ્વપાલ**,પોતાને બહુજ ખોટી કર્યાથી, રીસનો માર્યો હાથમાં ઘોડાનો ચાબખો, કે જે રાણીને બતાવવા ઘોડારમાંથી સાથેજ લઈ આવ્યો હતો, તે લઈ અંદર પ્રવેશ કરે છે.)

ભુજંગીઃ-(૧૨) ઉઠી દોડી હા! ભેટવા ચારને એ,
ભુલે ભાન જો! જો! બને અંધ **કામે.**
હશે જગ્તમાં "પાપ શું?" એ વિસારે,
ફરે બુદ્ધિ માથે ભમે કાળ જયારે.

ધસી આવતી પિંગળા ભેટવાને,
દિઠી દૂરથી દુષ્ટ એ **અશ્વપાલે.**
પડી આંખ જ્યાં ચાબખે! **રાણી** ધાતી,
રહી સ્થિર જ્યાં ત્યાં નહી ચાલી છાતી.

દોહરોઃ-(એ ઈશ્વર ભજીએ ત્હને...રાહ. માત્રા. ૪૮.)
અશ્વપાલ (ને) અવલોકતાં...સુરખી ઊડી સર્વ,
સ્ફૂર્તિ અંગે ના રહી...ગયો રૂપનો ગર્વ.
રક્ત નેત્ર આશક તણા...માશુક ટક ટક જોય,
હાસ્ય-નૂર મુખના ગયાં...કામ! રહ્યું ના કોય.

ઉપજાતિઃ-(૧૧) વિકાળ મોઢું...અવલોકતાં એ!
ગાત્રો ગળ્યાં તે...ખુશ ખુશ થતાં જો!
પાસે પછીથી...ડરતી ગઈ **એ,**
પૂછ્યું ધિરે...'કોઇ કસૂર થૈ છે?'

( હરિગીત. )

"મોડું થયું બસ કેમ ? ખોટી થાઉં નહી દરકાર એ,
ત્હારે મને શું એમ ? કેઃ–આ અશ્વપાલ ગમાર છે ?
ગરદન ગુમાવે કોઇ દી રમવું ન તુજ–સહ રંગમાં,
ચોરી હવે કરવી નથી કોઈ દિવસ તુજ સંગમાં."

તવ પિંગળા બોલી "પિયુ ! ગુસ્સે થવું એ ના ઘટે,
ભરથાર ભૂપ તજી નિરંતર પિંગળા તમને રટે.
માલવપતિની માનીતિ મ્હારાણી તમને ચ્હાય છે,
કેવી તમારા પ્રેમની ખાતર અધીરી થાય છે."

"શણગાર હું સજતી હતી એથી જરા મોડું થયું,
મ્હારા મને રસિયો રીઝે ! તમથી અધિક વ્હાલું કયું ?
છો ભાગ્યશાળી ! પૂર્વજન્મે પૂણ્ય કંઇ કીધાં હશે,
નહી તો તમારી મૂર્તિ ક્યાંથી આ હૃદય–મંદિર વસે ?"

"જા ! જા ! બધાં બ્હાનાંછ એ સહુ પ્રેમ જુઠ્ઠો તાહરો,
છોડું હવેથી મ્હેલ આ એ અડગ–નિશ્ચય માહરો."
જ્યાં રોકવા રાણી ગઇ ત્યાં પીઠ પર ફટ્કો પડયો,
વિક્રમ ઉપરનો રોષ રાણીની ઉપર ખાલી થયો.

ઉપજાતિઃ–(૧૧) ફટ્કા પરે હા...ફટકા પડે છે,
સમ્રાજ્ઞી છાનું...હૃદયે રડે છે.
રે ! માર મુંગે...મુખડે સહે છે,
કામી ન તોયે...'કરૂણા' કહે છે.

ભુજંગીઃ-(૧૨) પડી પાય ને પાલવો પાથરે છે,
અહા! આંસુડાં ગાલથી નીતરે છે.
સૂજ્યાં સૉળ એમાંથી અગ્નિ ઝરે છે,
છતાં કામવશ એ હજુ કર્ગરે છે.

"કૃપા કૈં કરો વ્હાય અંગે બળે હા!
બળું હાય! શાન્તિ શિતળતા મળે ના.
જુઓ! માર ખાતાંય પાછી વળે ના,
છતાં પ્રેમી નિષ્ઠુર ના પીગળે આ.

**कामान्धो नैव पश्यति !**] હરિગીત. [કામાંધ કશુંજ જોતો નથી.

રે! જન્મ લઇ જેણે જીવનમાં ટાઢ-તડકા નહી સહ્યા,
સુકુમાર એવા શરિર પર શા સૉળ લાલ સુજી રહ્યા!
જીવન ધરીને શબ્દ સરખો કોઈનો નહી સાંભળ્યો,
મહીઅર અગર તો સાસરે સ્હામો ટુંકારો નહી મળ્યો.

અણજાણ છે જે માર એવી ચીજથી દુનિયા વિષે,
લોહી-તસો તેની પીંડે આજે પુરેલી શી દિસે?
રે! દાસ દાસી લાખ જેને રોજ ચરણે ઝૂકતા,
જેની અગાડી માન માલવનાથ જેવા મૂકતા.

અફસોસ! એવી કામીની પણ કામમાં ડૂલી ગઇ,
મોભ્ભો, દરજ્જો, માન, મ્હોટમ મોહમાં ભૂલી ગઇ.
કામી અરેરે! અંધ "પોતે કોણ?" કૈં નવ પેખતાં,
"ઉંડા કુવો કે ખાઈ છે?" અન્નાડી એ નહી દેખતાં.

આંખો મીંચી અંદર પડે પાછળ પછી પસ્તાય છે,
'સારૂં ન કીધું હોત તો!' એવી વિમાસણ થાય છે.
કાતીલ કમાનો કામ ત્હારા તીરની કહેવાય છે,
યોગી ડૂલે! ભોગી ભૂલે! ડાહ્યા દિવાના થાય છે.
જખમી જીગરની શુદ્ધિ-બુદ્ધિ સર્વ લૂટી જાય છે,
એવાં નિશાનો! આંખ બે આબાદ ફૂટી જાય છે.
*સુરદાસ થાતાં સત્ય રસ્તાની સમજ પડતી નથી,
ખાધા વિના ઠોકર ગએલી શુદ્ધ સાંપડતી નથી.
કૂવે પડે છે પ્રાણીઓ પૂંઠે નિકળવા ચ્હાય છે,
જાણ્યા છતાં ઝૂકે જળે ગોથાં પછીથી ખાય છે.
અક્કલ ન છાંટો હોય ને અક્કલ લ'ડાવા જાય છે,
જાણેછ+ જીરવાશે નહી અણસમજુ તો પણ ખાય છે.
સારી રીતે સમજેછ+ કે આ ઝેર છે તો પણ પિયે,
મૂર્ખો પછી કટુ-ફળ લણી ને દોષ ભાવિને દિયે.
ભંડાર ભારી ભૂલનો તે ભર યુવાની ભાળવી,
સહુ કોઇએ એમાંજ સઘળી ઇન્દ્રિયો સંભાળવી.
જેને દિવાની કહી ગયા સાધુપુરૂષ પણ ભલભલા!
માનવ-જીવનમાં એ યુવાની જાણજો મ્હોટી બલા.
એના અનુભવ સંયમી સંન્યાસીને વીતી ગયા,
જેણે યુવાની જાળવી...બસ તે જગત્ જીતી ગયા.

* આંધળો. +છ=છે (સર્વ જગ્યાએ સમજવું.)

ઉપજાતિઃ-(૧૨) આંખો છતાંયે...જળમાં ઝૂકે છે,
અંધા બનીને...પગલાં મૂકે છે.
આ પંથ પાપી...+પથ-પુણ્યનો આ,
જાણે તથાપી...જન ભૂલતા કાં ?×

* * * * *

પ્રેમી-પટાવે...પ્રિય પિંગળા એ,
વ્હાલમ્ મનાવે...વળગી વહાલે.
'પ્યારા !' કહીને...કર કંઠ નાખ્યો,
કામાંધ *યુગ્મે...રસ-સ્વાદ ચાખ્યો.

શૃંગાર નાગો...બહુ બે કરે છે,
છેડોય †આવો...સ્તનથી સરે છે.
આલિંગનો ને...અશ્લીલ[1] ચુંબન,
નિર્લજ્જ એને...શા નીતિ-બંધન ?

દોહરોઃ-(૪૮) અમર્યાદ શા અડપલાં...અણુસારાંયે નીચ,
નયન વિકારી બેઉના...છેક આંધળી પ્રીત.
પ્રેમ-વિષયના પૂતળા...વિસરે પ્રભુ-ભય-પાપ,
પળમાં ધોઈ પવિત્રતા...સહે પછી સંતાપ.

+રસ્તો. ×શા માટે ? *જોડાએ. (બંનેએ) †છાતી ઉપરથી મર્યાદા ઢાંકતો વસ્ત્રનો પાલવ. ૧ ધિક્કારને પાત્ર.

શાર્દુલવિક્રીડિતઃ-(૧૯)

ત્યાં તો જોઇ પ્રસંગ વાત સઘળી...એ અશ્વપાલે કરી,
માર્યો માર અપાર આજ દિયરે...ત્હારા મ્હને સુંદરી.
અંગે જ્વાળ ઉઠીછ શબ્દ સુણતાં...લાલાશ આંખે તરી,
જુની એ અપમાન-વૈર-ઘટના...પાછી ફરી સાંભરી.

* * * * *

( પાંચ વર્ષ પ્હેલાંનો બનાવ. )

( હરિગીત. )

એ ભાઇ વિક્રમ ભરથરી દિન એક મૃગયાએ ગયા,
મમતે ભરાઇ પિંગળા-પટરાણી પણ સાથી થયા.
વાદળ ચઢી આવ્યું (ત્યહાં) અને વરસાદ વરસ્યો જોરમાં,
નહી શબ્દ પણ કાને પડે વિજળી-કડાકા-ઘોરમાં.

સૂઝે ન દીશા કોઇને અણધાર્યું અંધારૂં થયું,
ગમ કોઇની નહી કોઇને કે કોણ ? કયાં કયાં ? જઈ રહ્યું.
અણચિંતવી આ આફને રાજા ઉંધે રસ્તે ચઢયાં,
પણ ભાગ્યયોગે એ દીયર-ભોજાઇના છૂટા પડયાં.

લીલા કરી થોડી પછી એ મેઘરાજ સમી ગયાં,
ભગવાન ભાનુદેવનાં અજવાળીયાં આછાં થયાં.
ભાભી-દિયરના વસ્ત્ર એ વરસાદમાં પલળી ગયાં,
ટપ ટપ ટીપાં ટપકાવતાં પટકુળ ભિંજેલ ગળી રહ્યાં.

તન–અવયવો ભીનાં અરેરે ! ટાઢથી ધ્રૂજે મહા,
ગગડાટ ઘોર ગગન તણા કાને હજુ ગૂંજે અહા !
બારીક ઝીણી જાળ જેવાં ચીર રાણી પ્હેરતાં,
ભિંજાઇ અંગે ચ્હોંટીઆ (એ) જાણે નવસ્રા શું હતાં ?

ગાત્રો સકળ દેખાય આછાં ને ભીનાં એ ચીરથી,
નિતરી રહ્યું સૌંદર્ય માંડી ચર્ણથી તે શીરથી.
અવળા મુખે વિક્રમ ઉભો ! જીવ ભાઇ માટે બાળતો,
“ પણ કેં નહી એ વીર છે.” મન એમ પાછું વાળતો.

આ બાજુ વિક્રમસિંહ બંધુના વિચારો જ્યાં કરે,
ત્યાં રાણી પાછળથી દિયરની સ્હોડમાં ધીમી સરે.
એકાન્ત સ્થળ તેમાં વળી યૌવન–હીંડોળે ઝૂલતી,
વિક્રમ જણાયો કામ એની આંખમાં બસ ભૂલથી.

એકાન્ત દુશ્મન આંધળો ! યુવાન નર ને નારનો,
ભૂલે ભણેલો પણ ભલો ! શું ભેદ સારાસારનો.
સોબત કરાવે પાપની ! જે ચીજ તે એકાન્ત છે,
નીતિ ચુકાવે આપની ! જે ચીજ તે એકાન્ત છે.

વૃત્તિ જગાડે વિષયની ! જે ચીજ તે એકાન્ત છે,
બટ્ટો લગાડે આબરૂને ! ચીજ તે એકાન્ત છે.
શું “પાપ” એને ઓળખાવે ! ચીજ તે એકાન્ત છે,
જે ભાવના નિર્મળ ભમાવે ! ચીજ તે એકાન્ત છે.

પૂણ્યાત્મને પાપી કરાવે ! એક એ એકાન્ત છે,
નિર્દોષને દોષિત ઠરાવે ! એક એ એકાન્ત છે.
ડાઘો લગાડે દીલમાં જે ચીજ તે એકાન્ત છે,
પગલું મૂકાવે લીલમાં ! જે ચીજ તે એકાન્ત છે.

સંશય અણાવે સ્હેજમાં ! જે ચીજ તે એકાન્ત છે,
પાઠો ભણાવે ભેદના ! જે ચીજ તે એકાન્ત છે.
સ્પર્શે તજાવે શર્મને ! જે ચીજ તે એકાન્ત છે,
છેવટ્ લજાવે ધર્મને ! જે ચીજ તે એકાન્ત છે.

દુર્બુદ્ધિ જોગીમાં જગાવે !.......ચીજ તે એકાન્ત છે,
વૈરાગ્ય વૃત્તિને ભગાવે !........ચીજ તે એકાન્ત છે.
જે પાપને ફાંસે ફસાવે !........ચીજ તે એકાન્ત છે,
પગ નર્કકુંડ વિષે લસાવે !........ચીજ તે એકાન્ત છે.

ફૂછંદનું જો પગથીયું, તો ચીજ તે એકાન્ત છે,
ફિટ્કારનું જો મૂળીયું, તો ચીજ તે એકાન્ત છે.
ભંગાણ પતી–સતી–ધર્મનું, તો ચીજ તે એકાન્ત છે,
મંડાણ પાપ કૂકર્મનું, તો ચીજ તે એકાન્ત છે.

**ઝે'રી ફુલોનું ઝાડ એ ! ઝેરી ફળો ને બીજ છે,**
**સ્પર્શો ન એને સ્વપ્નમાં એકાન્ત બૂરી ચીજ છે.**
**ઝે'રી હવા એકાન્તની ભૂલેચુકે લેશો નહી,**
**લેશો પછી નક્કી નિરોગી જીવને રે'શો નહી.**

ઝે'રી ઝરે એકાન્તનો ! ઝે'રી ઝરણુ એમાં ફૂટે,
પાણી પિયા તે જાય ! જેના પૂણ્ય પરવારી ઉઠે.
ઝે'રી જળાશય જોઈ એ ! જાશો નહી *પ્યાસી તહિં,
જળપાન ઝે'રી જો કર્યું ? આરોગ્ય જળવાશે નહી.
એકાન્ત અન્ય ઉમાપતિનો કુંભ વિષનો જાણજો,
આવે નહી એવોજ અવસર સહુ યુવાનો આણજો.
મળશો ન સગ્ગી ભાભી સાથે દિયર પણ એકાન્તમાં,
મળશો ન બંધુ બ્હેન પણ મ્હોટી વયે એકાન્તમાં.
એકાન્ત એવો મિત્ર છે જે કાનમાં કૈં કૈં કહે,
એકાન્ત એ શોધો ઋષિ સંન્યાસીઓ જેને ચહે.
વળી ધર્મ ! હિન્દુ-શાસ્ત્ર ! તો વધી એટલે સુધી કહે,
સધવા અગર વિધવા સુતા સાથે પિતા પણ ના રહે.
યૂવા અપરમા સાથ મળવા પુત્રને × નિષેધ છે,
કળિયુગ, ત્રેતા, સત્ય, દ્વાપર યુગ યુગે એ ભેદ છે.
સંતાન વીર-કુણાલ પર મા સાવકી મોહી હતી,
+ઓખા-નુપુર-ઝંકારમાં શુદ્ધિ શિવે ખોઇ હતી.
જ્યાં એક લોહીનાં અને આત્મીયને§ પણ ના કહી,
ત્યાં પર-પુરૂષ પર નારને મળવાની વાતો ક્યાં રહી ?
એકાન્ત અપજશ-ધોધ છે છાંટા ઉડાડે શુદ્ધને,
ચેપી નઠારો રોગ એ ભ્હેંકાવી દે છે ૧બુદ્ધને.

* તરસ્યા. + બાણાસુરની બાળા ઉષાના ઝાંઝર. § કુટુંબી. ૧ બુદ્ધિશાળી.

જ્યાં ધર્મ, નીતિ, જ્ઞાન, વિદ્યા સર્વ જનની શાન્ત છે,
તે એક એ! બસ એક એ! એકાન્ત છે! એકાન્ત છે!
જ્યાં પાપ, ભ્રષ્ટાચાર, ને દુષ્કર્મના દ્રષ્ટાંત છે,
ત્યાં એક એ! બસ એક એ! એકાન્ત છે! એકાન્ત છે!

* * * * *

ભાભી–દિયર બે ભોગ એના ભાગ્યને યોગે થયાં,
વિક્રમ અને એ પિંગળા એકાન્તમાં આવી ગયા.
નિર્ખી સ્વરુપ વિક્રમ તણું મોહાંધ રાણી એ થઇ,
એકી ટશે અપવિત્ર આંખે એક એ ભાળી રહી.
કામી વિકારી ભાવ આંખોને વિષે ઉભરઇ રહ્યો,
મા–પુત્રનો એ પ્રેમ નિર્મળ પલકમાં પલટઈ ગયો.
પાપી થતાં મનમાં તરત કામે ધનુષ કર ધારિયું,
ચાંપે ચઢાવી બાણ રાણીના હ્રદયમાં મારિયું.
હૈયું વિંધાયું વાગતાં....કામાંધ સહસા થઈ ગઇ,
જેણે કરી બે જ્ઞાનચક્ષુ આંતરિક મીંચઇ ગઈ.
ઢોંગી બની બેહોશ એ બહુ ધ્રુજતી બાઝી પડી,
વિક્રમ વિમાસણમાં પડયો રાણી બહુ રહી'તી રડી.
"કાયા સુકોમળ કંપતી વાયુ શિતળ બહુ વાય છે,
કો' કયાં ગયા ભાઇ તમારા ? જીવ મમ ગભરાય છે."
"હાં ! હાં ! કરો શું ? માત ઓ ! આ આપને છાજે નહી,
વર્તન અસહ્ય તમારૂં માતા ! દીલ કાં દાઝે નહી ?"

# રાજા ભરથરી.

પિંગળા અને વિક્રમ.



એકાન્તનો પ્રભાવ.

પાપી થતાં મનમાં તરત કામે ધનુષ કર ધારિયું,
આંપે ચઢાવી બાણ રાણીના હૃદયમાં મારીયું.

# રાજા ભરથરી.



માળવાનો રાજ્ય દરબાર.

પાપનું પરિણામ.

ભરથર કહે પાજી! ત્હને આ અમરફળ ક્યાંથી મળ્યું?
જુઠું વદો જો સ્હેજ તો, બસ જાણજે આવી બન્યું.

"આવી જશે હમણા હવે અહિં ભાઇ મ્હારા ભરથરી,
ગભરાટ નક્કામો બધો (આ) બળમાં બીજા એ કેશરી."
વિનયી વચન આ સાંભળી બેશર્મ બોલી પિંગળા,
"કંપારી છૂટે, હાથ ઝાલો (જેથી) હું ક કંઈ આવે ભલા !"

વિક્રમ નિખાલસ દિલનો આ ભેદ કૈં સમજ્યો નહી,
પાપિષ્ઠ વૃત્તિ પિંગળાની પાર એ પામ્યો નહી.
"ભાભી ! તમે મ્હારે મને બહુ પૂજ્ય માત સમાન છો,
પાકયો તમારે પેટ જાણી પુત્રની દ્રષ્ટે જુઓ."

નિષ્પાપ ને ડરતે દીલે કર વિક્રમે નિજ આલીયો,
ઢોંગી ધુતારી રાણીએ ઉત્સાહથી જે ઝાલીયો.
ત્યાં તો અચાનક "રે ! અરે ! ઓ ! હા ! મ્હને કૈં થાય છે,
ઝાલો તમે ! ઓ હાય ! જબરી ટાઢ અંગે વાય છે."

"માથું ભમે મ્હારૂં બહુ અંધારૂં લાગે છે બધે,
ઓ....હા....અરેરે !" ઢોંગ ને બકવાટ ખોટો શું વધે ?
વિહ્વળ દશા આવી બતાવી પિંગળાએ પા ઘડી,
બેબાકળી થઇને દિયરને એકદમ બાઝી પડી.

"હાં ! હાં ! અરેરે! માત ! આ શું ? ભાભી ! આ શી ઘેલછા ?
જોશે કદાપી કોઇ તો શંકા પડે એ સર્વથા."
છોડાવી રાણી–હાથ ને વિક્રમ ખસી આઘો ઉભો,
"મનમાં ભલે ના મેલ ભાભી ! બ્હાર આ અવિવેક શો ?"

પાપી ભુલી ત્યાં પિંગળાની પ્રેમવશ પૂલી ગઈ,
કામાંધ રાણી સ્નેહમાં સગપણ સહુ ભૂલી ગઈ.
સંકોચ તેમજ શર્મને બાજુ મૂકીને એ વદી,
"વ્હાલા ! નથી વ્હાલું મ્હને તુજથી વધુ કોઇ કદી."

"તુજ ભાઇની ભાર્યા છતાં હું તો ત્હને બસ ચ્હાઉં છું,
તુજ પ્રેમ-પ્યાસી હું ઉદાસી ! રોજ રહી સુકાઉં છું.
દર્શન વિના આઠે પ્રહર મ્હેલે અધીરી થાઉં છું,
ચિંતવન કરૂં તુજ ચિત્તમાં ત્હારા વિના મુંઝાઉં છું."

"એકાન્ત મળતાં આજ મ્હેં સહુ ભેદ મ્હારો ખોલીયો,
આલિંગ ! શાન્તિ આપ ! સત્વર સમય બહુ થોડો રહ્યો.
ક્ષણ એક તે મ્હારે મને સૈકા બરાબર લાગતી,
ઉરમાં અરેરે ! શું કહું ? તુજ સ્નેહ-શૂળો વાગતી."

પાષાણવત્ પળ એક તો વિક્રમ ચકિત સ્થંભી ગયો,
આ ગૂંચ કેવી અટપટી ! ગુંચવણ વિષે ગુંચવઇ રહ્યો.
પણ તુર્ત એ ચાલાક એનો પાર સૌ પામી ગયો,
તિરછી નજરથી જોઇ ઉત્તર રાણીને આપી રહ્યો.

"ભાભી ! અરે ભાભી ! તમે બોલો ! બકો ! શું ? સાન છે ?
સ્વામી તમારો હું નથી રણવાસ નહિ આ રાન છે.
નિર્લજ્જ આ શબ્દો કહો, કોને ? કંઇ એ ધ્યાન છે ?
વિક્રમ ઉભો તમ પાસમાં નહિ ભરથરી ! એ ભાન છે ?"

"હું ભાનમાં પૂરેપૂરી, પ્યારા! તમે મુંઝાવ મા,
મનમાં બધું ભાવે છતાં મોંઘા નકામા થાવ ના.
ડાહી ઉપરનો ડોળ! પોગળ દંભને છોડો હવે,
ખાલી સમય શાને ખુઓ? તૈયારી એને * આવવે."

"લ્હાવા લલિત આવા બધાને રોજ કંઇ જડતા નથી,
એકાન્ત વારંવાર આ (વા) સંજોગ સાંપડતા નથી.
ભાવે કરી ભેટો નિવારો કષ્ટ પ્રિય! ×અનંગનું,
અવસર મળ્યો, સુખ ભોગવો આ પિંગળાના સંગનું."

"માતા તમે મ્હારા તમારી શુદ્ધ આજે કયાં ગઇ?
હું તો તમારો પુત્ર કુદ્દષ્ટિ અરેરે! કયાં થઇ?
માતા બગાડે જો નજર સંતાન પર તો થૈ રહ્યું,
આ ધરતી પરથી ધર્મનું સામ્રાજ્ય જાણે સૌ ગયું."

"આવાં અઘટતાં વેણ શું ઉચ્ચારવાં તમને ઘટે?
જે પાપ લાગ્યું ઘોર પ્રાયશ્ચિત્ત કર્યો વિણ ના મટે.
'તમ પુત્ર છું'....એ ભાવના અંકિત કરો અંતરપટે,
સાચી સતી તો તેજ સ્વપ્ને પણ અવરને§ ના રટે."

"મોહાંધ થઈ માતા તમે સદ્ધર્મ ભૂલી જાવ છો,
સાચો સતીનો ધર્મ ચૂકી પાપમાં પટકાવ છો.
રે! મોક્ષ મેળવવો રહ્યો (પણ) શિદ નર્ક પડવા જાવ હો!
અમૃત મળે નહિ હો! પિવાને ઝેર પણ લલચાવ ‡કાં?"

* એમને-ભર્તૃહરિને. × કામદેવનું. § બીજાને. ‡ ક્યાં.

"સાધુ થવાચે છો નહી! બસ થાવ સારા માનવી,
દેવી થવું આઘું રહ્યું પણ વૃત્તિ આ શી દાનવી?
વિષયાનુરાગી ચિત્તને વિભુ-પ્રેમમાં વાળી લીચો,
પતિ-પ્રેમમાં પલટો અગર પણ કામને બાળી દીચો."

"શાથી મતિ મારી ગઇ કે કોણ છું હું? વીસર્યાં,"
આવ્યાં પડળ શું આંખ પર કે પૂણ્ય પરવારી ગયાં?
કયાં બે ઘડીની લ્હાણુ માટે ધર્મને નેવે મુકો,
પતિવ્રત ઉપર જળ ફેરવો સાથે સતીત્વ વળી ચુકો."

"ઓ ભાઇ! મ્હોટાભાઇ! શું આ....આ તમારી નાર કે!
આવી સ્રીના સ્વામી થવામાં પણ પ્રભુ! ધિક્કાર છે.
ધિક્કાર છે, ફિટ્કાર છે, માતા! વધુ કે'તો નથી,
ચેતો હજુ બોલ્યા તમે તે લક્ષમાં લેતો નથી."

સ્રી-ધર્મનો સુંદર ખજાનો છે શિયળ! એ જાળવો,
સ્વામી વિનાનો સો સમય સ્વામી-સ્મરણમાં ગાળવો.
સ્રીઓ શિયળને વેચનારી હોય છે વારાંગના,
વેશ્યા અરે! શું સદ્‌ગુણી ભર્તૃહરિની અંગના?"

મન મારતાં શીખો નઠારી વૃત્તિ માતા ફેરવો,
કાઢી વિકારી ભાવ નિર્મળતા નયનમાં ઠેરવો.
પગલાં ભરો સંભાળીને છે કામનો ઉંડો કુવો,
મેલું કર્યું નિર્મળ હૃદય પસ્તાઇ અંતરથી ધુઓ."

"જે મન-વચનમાં ડાઘ લાગ્યો ધોઇ નાખો તેહને,
સાચા હૃદયના શુધ્ધ પશ્ચાત્તાપથી શું ના બને?
મોહાંધ મા! જો થાત કેશવ-કાન્ત-પ્રેમે આટલા,
ભાભી! તમારી સાંગતે આ જન્મ-મર્ણ તણી બલા."

"વ્હાલા! મ્હને સદ્‌જ્ઞાન આ ત્હારૂં જરી ગમતું નથી,
કામે બળું છું ક્યાંય પણ મ્હારૂં હૃદય રમતું નથી.
આ શિષ જે માલવપતિ વિણ કોઈને નમતું નથી,
આજે નમે છે તે ત્હને! ઉર વેદના ખમતું નથી."

પગમાં પડી પટરાણી એ પાલવ અરેરે! પાથરે,
પોતે પડી પૂણ્યાત્માને પાડવા યત્નો કરે.
માથાવટીનો ભાગ જાણી જોઇને સરવા દીધો,
છેડો ખસ્યો છાતી ઉપરથી લક્ષમાં એ ના લીધો.

તિરછા નયણબાણો કસી કામાંધ-મહિલા મારતી,
ઘાયલ થશે! હમણાં વિંધાશે! એમ મનમાં ધારતી.
વિખરાયલા શા વસ્ત્ર આછાં જાળ જાણે કામની!
શુકદેવ-વિક્રમ! પિંગળા-રંભા! શું દૈવી ધામની?

પણ આખરે શુકદેવ પાસ હતાશ જ્યમ રંભા બની,
સિદ્ધાર્થ પાસ નિરાશ જેવી ઇંદ્ર-સિધ્ધિઓ બની.
ત્યમ પિંગળા વિક્રમ કને બહુ બહુ કર્યું ફાવી નહી,
તોયે તજી આશા ન...છેડો ખંતીલી લાવી નહી.

"એવો અભાગી કોણ જે આવી મઝા' નહી ભોગવે ?
ગમતી નથી રાખો તમારી જ્ઞાનની ગીતા હવે.
આઘો મૂકી ઉપદેશ આવો પ્રાણવલ્લભ ! પ્રેમથી,
આલિંગવું ને ચૂમવું એમાં અધર્મ કશો નથી."
"ગમ્મત ઘડીભર માણવામાં પાપ લાગે ! વ્હેમ એ,
ત્યાં પાપ-પૂણ્ય કશું નથી જ્યાં બે-હૃદયમાં પ્રેમ છે.
એ પાપ *પ્રેત નથી કંઇ એનાથી આમ ડરો નહી,
પોથી-પુરાણો યાદ પ્રેમ-પ્રસંગ પાસ કરો નહી."
"વ્હાલાં ! જુઓ અલબેલું યૌવન અંગમાં ઉભરાય છે,
ભીના કરો આ ગાલ બે એ કયારના સૂકાય છે.
કોમળ કરો તમ-કંઠમાં પડવા અધીરાં થાય છે,
·|·હૃદયેહૃદય બે ભેટવાં પ્રિયતમ ! પરસ્પર ચ્હાય છે."
"સર્વત્ર પડઘા પ્રેમના ! પ્રતિબિંબ આલેખાય એ,
જંગલ, તમે, હું, સૌ મ્હને તો પ્રેમમય દેખાય છે.
સાચું કહું લાગો મ્હને તો આપ અન્ય +રતિ-પતિ,
સોગન તમારા ખાઉં છું હું આપને હસતી નથી."
"કોમળ હૃદય કોર્યું કટારી કામની મારી અરે !
તપ-ભંગ વિશ્વામિત્ર જોજો ! મેનકા કેવી કરે !
સિદ્ધાર્થ બુદ્ધ સમાન થૈ મન મારવું મુશ્કેલ છે,
સંયમ અને સંન્યાસ એ નહી છોકરાંના ખેલ છે."

*ભૂત. ·|· માણસનું હૃદય પળે પળે ઉંચુ નીચું થાય છે, એ કલ્પના છે.+કામદેવ·

"શંકર થઈ સાધો સમાધિ સર્વ માયા પરહરો,
પણ ભીલડીએ ભોળવ્યાં એ દાખલો દીલે ધરો.
પાસે રહી વહી જાય છે મદમસ્ત જોબનનો ઝરો,
એમાંથી ઓ તરસ્યા પ્રવાસી! એક ખોબો તો ભરો."

"સૌન્દર્ય-વાડી આજ મ્હારી મઘમઘી મ્હેકી રહી,
પચરંગી પુષ્પ પ્રફુલ્લતાં બહુ બ્હેંકથી બ્હેંકી રહી.
આજે ઉતારો! માન માંગો શું? મુસાફીર! અહીં કરો,
આવો! વિસામો લ્યો જરા! શોભા જુઓ, સઘળે ફરો."

"પૂરો હૃદયને પિંજરે મેના! તમે પોપટ-પતિ!
એકાન્ત આ! જોનાર તમને કે મ્હને કોઇ નથી.
સાંકળ સુશોભિત સ્નેહની ગમતી નથી શું પ્હેરવી?
સંસારી થઈ શાને તમે સંન્યાસ-ઝોળી ભેરવી."

"બસ-બસ હવે તો બહુ થયું બોલીશ મા મુંગી રહે,
ભર્તૃહરિનો ભાઇ અક્ષર એક આગળ નહિ સહે.
આ પાપનો જોનાર જે વ્યાપી રહ્યો દશ-દીશ તે,
જેની બધાને બ્હીક છે એની મ્હને પણ બ્હીક છે."

"આકાશ અવનિ પર પડે ગંગા કદી અવળી વહે,
ધરતી રસાતળ જાય દુનિયા રાતને દા'ડો કહે.
ઊગે રવિ પશ્ચિમ દિશામાં (ને) પૂર્વમાં જો આથમે,
છો! દેવને દુનિયા દમે! દાનવ તણે ચરણે નમે."

"સીડી મૂકીને સ્વર્ગમાં સૃષ્ટિ ભલેને સંચરે!
*ધુલિ ઉડાડી સૂર્યને ઝાંખો કદી કોઇ કરે.
રાણી તમે (તો) શું? અપ્સરા આકાશથી કદી ઊતરે,
'પર નાર મ્હારે માત' વિક્રમ આંખ ના ઉંચી કરે."
"વિષ્ણુ પધારે મોહીની–રૂપે કદી છળવા મ્હને,
(તો) વિક્રમ ઉભો રે' બ્હેન! સંબોધન કરી પણ એમને.
ત્યાં સુન્દરી! સૌન્દર્ય (તે) ત્હારૂં શી ગણત્રીમાં પછી?
વિક્રમ ઉભો (કે') આ પ્રેમઘેલો ભરથરી ત્હારો નથી."
"ચેતાવું મ્હારા ભાઈને નક્કી હવે આ વાતથી,
વાકેફ ત્હારાં (આ) કૃત્ય–કાળાથી જરાયે જે નથી.
(તું) આવી કલંકીત રાજમાતા (આ) રાજમાં નહી કામની,
÷કીર્તિ ઘટે માલવપતિ ને માળવાના નામની."
"માતા ગણી છે, ને ગણું છું સાક્ષી એનો શ્રી હરિ,
અપવિત્ર આંખે જન્મમાં જોયું નથી ઝાંખી જરી.
તો પણ અરેરે! નીચ ×નિર્લજ! માંગણી કેવી કરી?
પતિ ને પ્રભુની આંખમાં તું બેવફા આજે ઠરી."
"અફસોસ! કેવા સ્નેહથી મમ ભાઈ ભોળો ન્હાય છે!
ગંગા સમાન પવિત્ર ગણવામાંજ ગોથાં ખાય છે.
અમૃત માની આવતો તેને હળાહળ પાય છે,
સમજી સતી! (ત્હને) એ અંધ વિશ્વાસે! અપાર ઠગાય છે."

*ધૂળ. ÷કિંમત. ×નિર્લજ્જ=નફ્ફટ.

આવું વદી જ્યાં વિક્રમે છોડી જવા પગલાં ભર્યાં,
ત્યાં પિંગળા ચેતી ગઈ ને હાવભાવો સૌ ફર્યાં.
વિક્રમ જતો રોકી હસીને હેતથી બોલી પછી,
"કેવાં ઠગ્યાં! આબાદ વા'! આજે અહા! મ્હેં દિયરજી!"
"પુષ્કળ ચતૂર હશે દિયરજી એમ હું તો માનતી,
પણ બેઉ સરખા ભાઈ એકે સ્ત્રી-ચરિત્ર ભણ્યા નથી.
ભોળાં તમારાં ભાઇ ને ભોળાં તમે પણ છો ભલાં,
પુષ્કળ ભણ્યાં! પ્રમદા-ચરિત્રે! તોય મારો *વેવલાં."
"સમજ્યા? દિયરજી! સૌ ભણ્યાં પણ એક આ બાકી હજુ,
એના ભણ્યા વિણનું તમારૂં ધુળ છે ભણતર બધું.
હું તો જરા જોવાની ખાતર +પારખું જોતી હતી,
પાણી તમારૂં કેટલું છે? માપ તેનું માપતી."
"આંકી કસોટી મન તમારૂં આજ મ્હેં માપી લીધું,
સાથે વળી સ્ત્રી-ચરિતનું શિક્ષણ જરા આપી દીધું.
અચળિત તમારૂં મન પૂરૂં મ્હેં પારખ્યું! બહુ ધન્ય છે,
જોયો તમારો ભાઇ-ભાભી ઉપર પ્રેમ અનન્ય જે."
"ખોટું ન સ્હેજ લગાડશો આજે પરીક્ષા મ્હેં કરી,
દેજો ક્ષમા અપરાધિની તમ બંધુની (હોઉં) જો હું ઠરી."
પડવા પગે જ્યાં જાય, ત્યાં તો વિક્રમે ઉભી કરી,
"ભાભી! તમે મમ માત! મ્હોટી ભૂલ મ્હેં અરરર! કરી."

*ફાંફાં. +પરીક્ષા.

"સમજ્યા વિના અવિચારી થઈ બહુ બહુ કહ્યું મ્હેં આપને,
ઓછું ઉરે નહી આણતાં દેજો 'ક્ષમા' માતા મ્હને."
કરજોડીને એ પિંગળાના ચરણમાં વિક્રમ પડયો,
શું સ્ત્રી–ચરિતની જાળ! કંઇક ફસાય! એય ફસી ગયો.

હમણા બની જે વાત ભુરકી નાખતાં ભૂલી ગયો,
કાલાં મધુરાં બોલમાં ભોળો ભમી ડૂલી ગયો.
આપ્યું વચન "આ મશ્કરી કદી કહું નહી ભાઇને,"
વિશ્વાસ બેસાડયો ફરી સોગન જુઠાં જ્યાં ખાઇને.

ભર્તૃહરિ આવ્યો પછી, સ્નેહીજનો સાથે મળ્યાં,
જાણે ન રાજા "શું બન્યું?" નિજ નગ્રમાં ત્રણે વળ્યાં
ભૂલી ગયો આ વાત વિક્રમ એ પછી આગળ જતાં,
પણ બોલ! બાણો તોલ! રાણીના હૃદયમાં ખૂંચતાં.

અકકેક એ ઉચ્ચાર ને ધિક્કાર સહુ સાલી રહ્યાં,
અપમાનના શબ્દો સ્મરણ આજે હજુ આલી રહ્યાં.
નિશ્ચય કર્યો પાકો મને એ પિંગળાએ તે સમે,
"નહી વેર વાળું વિક્રમા! તો પિંગળા કે' ના મ્હને."

લાગ્યો દિલે એ ડંખ જે અદ્યાપિ ના વિસરી હતી,
અપમાનની એ આગ ઉરથી બ્હાર ના નિસરી હતી.
આજે સમય આવ્યો અચાનક ને સ્મૃતિ તાજી થઇ,
બહુ વખ્ત પરની વાત એ! હમણાજ જાણે નહી બની!

* * * * *

બોલી સ્વગત "હે વિક્રમા ! આવી બન્યું ત્હારૂં હવે,
બળવું નિરંતર વૈરની આગે વધુ ના પાલવે.
ક્યાં હું નહી ! ક્યાં તું નહી ! આજેજ એ નિર્ણય કરૂં,
સાચું જુઠું સમજાવીને તુજ ભાઇના કાનો ભરૂં."
નિશ્ચય કરી પાકો હૃદયમાં યારને સમજાવીયો,
પોતે ઘડેલો ઘાટ પ્રેમીને પછી બતલાવીયો.
ત્યાં તો ખબર લાવીછ દાસી કે:–"પધારે ભૂપતિ,"
જે સાંભળી થઈ અશ્વપાલકની હશે કેવી ગતિ!
એ! રંગ દારૂના શિશાનો લાલ તે ઉડી ગયો,
ભય–સિન્ધુમાં પ્રેમી–નિશાનો તાલ એ બૂડી ગયો.
"આવ્યો અહીં હું ક્યાં ? અરે ક્યાં ભોગ લાગ્યા બાપલા !
માડી ! મ્હને સંતાડ ! હું પાયે પડું ઓ પિંગળા !"
"શરણે પ્રિયા ! ત્હારે....હવે તો ઓથ મ્હારે તુંજ છે,
તું બાયડી કે બ્હેન ! મા ! સૌ જે ગણું સરખુંજ છે.
વાગી જવાના બાર બાપલીઆ ! હવે હા ! શું થશે ?
રે ! હાય ! મ્હારી બાયડી ને છોકરાં રઝળી જશે."
ક્રોધે ભરાઈ પિંગળા બકવાટ ગાંડો સાંભળી,
પણ શું કરે ? વ્યાકૂળ ને વિહ્વળ બની ઉતાવળી.
ખાલી પડયો'તો ઓરડો જે ખૂબ એક અવાગરૂ*
એમાં ઉઘાડીને પૂર્યો અંધારૂ સ્હેવા આકરૂં.

*વપરાશ વિનાનો=બંધ.

દર્પણુ વિષે નિર્ખી બરાબર વસ્ત્ર ને વેણી કર્યાં,
ત્યાં તો અમરફળ સાથ રાયે મ્હેલમાં પગલાં ભર્યાં.
દોડી વધાવ્યા નાથ! દ્વારે હર્ષથી ભેટી પડી,
"મોડા પધાર્યો કેમ?" મુંગું કંઈક એવું બડબડી.

"વ્હાલે વધાવું આજ હું માલવપતિ મહારાજને,
માગું પ્રભુ! જનમોજનમ્ આવા પતિ મળજો મ્હને."
પગ ધોઈને પૂજા કરી રાણી ઉતારે આરતી,
કો દેવ–દેવીની ગરજ દાંપત્ય–જોડી સારતી.

કુમ્કુમ્ તિલક ભાલે કરેલું ભરથરીને શોભતું,
રમણી–હૃદય જોતાં વદન–કાન્તિ પલકભર થોભતું.
શૃંગારભુવનમાં વિરાજી દેવ–મૂર્તિ તો નથી!
એ દેવ પાસે પિંગળા દેવાંગના સમ શોભતી."

પંખા વડે પતિદેવને વા પંગળા નાખી રહી,
"આજ્ઞા પ્રભુ! શી દાસીને?" વચનો વિનિત ભાખી રહી.
"આજ્ઞા ત્હને ના હોય દેવી તું હૃદયમંદીરની,
જીતો તમે સ્હેજે થતી જ્યાં હાર મ્હોટા વીરની."

"સૌન્દર્યના કીરણુ તમારાં સૂર્ય કરતાં આકરાં,
ત્હારાં નયન–બાણો વધે કાતીલ કટારીથી જરા.
પાગલ બનાવ્યો છે પૂરો....પ્રાણેશ્વરી! ત્હેં પ્રેમમાં,
કોણે ભરી અદ્‌ભુત આ મોહીની ત્હારા નેમમાં?"

"જાદુ ભર્યાં શા આંખમાં જેથી અમે ઘાયલ થયાં,
આ નેત્ર–ચાળાં શીખવે! એવા ગુરુ ક્‌હેને ક્યાં?
પાંપણ તણા પલકારથી શા કાળજે કામણ કર્યાં?
આવીજ ભુરકી નાખવા શું ભરથરી સાથે વર્યાં?"

"અણિયાળી આંખે અવનવા લુચ્ચી! અટકચાળાં કર્યાં,
ચતુરાઇથી ચતુરા તમે તન–મન અને હૈયાં હર્યાં.
મંડપ વિષે પણ સ્હેન–ચાળાં ખુબ કીધા'તાં ગળ્યાં,
ક્‌હોને જરા! કે કોણ એ ઉસ્તાદજી તમને મળ્યાં?"

"તિરછાં નયનના બાણથી ભેદ્યાં હૃદય–દુર્ગો તમે,
પ્રેમાળ પિંજરમાં પૂર્યાં પ્યારી! હવે કેદી અમે."
કર ઝાલવા દીધો જરા! ત્યાં તો મ્હને વળગી પડી,
મ્હારા હૃદય–રથમાં બડી ચાલાક તું બેઠી ચઢી."

પ્રેમી પ્રવેશો આ અને આગળ હજુ ભજવાઇ રહ્યાં,
રીસામણાં રાધા–કનૈયાના રસિક શરૂ થયાં.
વાંકુ જરી કૈં પિંગળાને છેડખાનીમાં પડ્યું,
ત્યાં તો "મ્હને બોલાવશો ના–જાવ." એ બ્હાનું જડ્યું.

રાજા મનાવે રાણીને "જો માન મ્હારી વાતને,
પાસે હજુ....હાં આવ....જો કૈં કાનમાં કહું હું ત્હને."
પાસે ગઇ જ્યાં પિંગળા ચુમી ભરી ભર્તૃહરિ,
ઉલટી રિસાણી રાણી "લુચ્ચા! જાવ હા–બા–લ્યો વરી."

"લુચ્ચા ઠગારાએ ઠગી ભોળી બનાવી–છેતરી,
અડશો નહિ અમને હવે બોલાવશો ના હો! ફરી.
લુચ્ચાઇ મ્હેં જાણી તમારી વાત કે'વાની ખરી,
આવા અડપલાં આમ કરતાં કૈં વિચાર પડે જરી!"

"અપરાધ કરજો માફ દેવી દાસનો જો કૈં થયો,"
કહી ભરથરી હી–હી કરી ત્યાં ખડખડાટ હસી પડયો.
"હે જગત–અંબા! આપ તો કરુણાળુ બહુ કે'વાવ છો,
દ્રષ્ટિ દયામય નહી કરો? શું આમ છેક રિસાવ છો?"

"આ હાથમાં ત્હારી ભુજા....ત્હારા પિતુ–માતે મૂકી,
સર્વસ્વ મ્હારી માલીકીની ત્યારથી તું થઇ ચૂકી.
આ દેહ છે મ્હારી પછી કે' પૂછનારો કોણ છે?
મ્હારા વિના એ ફૂલ મ્હારા! (ત્હને) સૂંઘનારો કોણ છે?"

"વારૂં! નહી બોલે! ખરૂંને! એમ કે? તો જાઉં છું,
લે બેસ! ત્યારે ચંદ્રિકાને મ્હેલ જઈ હું આવું છું.
શું? સાંભળ્યું કે? જાઉં છું....રે'જે હવે તું માનમાં,"
"જી....હા....ખુશીથી જાવ....બેલાશક પધારો ના તમા."

ફાવ્યો ન દાવે ભરથરી પાસો અહા! અવળો પડયો,
સમજાવવી શી રીત? ત્યાં ઉત્તમ ઉપાય બીજો જડયો.
છોડી રૂમાલેથી અમરફળ બ્હાર કાઢયું હાથમાં,
દેખાડી તે બોલ્યોઃ–"જરા જો તો ખરી આ પ્રિયતમા!"

"હાં! હાં! કરી કર સાહીને રાણી હૃદય વળગી પડી,
"વસ્તુ અલૌકિક આપને પ્રાણેશ! એ કયાંથી જડી?"
જ્યારે મનાઇ પિંગળા રીસાય ત્યાં ભર્તૃહરિ,
"નહી બોલવાની તું હતી ને? કેમ બોલી હેં! ફરી?"
"નખરાં કરો કોટી છતાં આખર અમારી જીત છે,
ખેંચાવ લોહ્ચુંબક સમા એવી અમારી પ્રીત છે.
લે બોલ 'હું હારી, હવે જીત્યા તમે.' કેવી મઝા?
બેસો! જવું છે અમરફળ આ આપવા લઇશું રજા."
"કયાં જાવ છો? ઊભા રહો જાવું હવે સ્હેલું નહી,
કોને અમરફળ આપવા લઇ જાવ? કો' ચ્હેલું અહિં.
પરણી અને બાળ્યો અમારો ભવ હવે જાશો કહિં?
જાવું હતું તો હાથ પકડી શીદ કો' લાવ્યા અહિં?"
"મંગાવ્યુ રાણી વ્હાલીએ હું આપવા લઈ જાઉં છું,
એને દીધો છે કોલ મ્હેં જઇ આપવા બંધાઉં છું.
"મ્હારા થકી વ્હાલી વધુ કો' કોણ એવી નાર છે?
મુજથી વધારે કોની સાથે પ્રાણ! તમને પ્યાર છે?"
"પ્યારી તમારી કોણ? ને કયાં રે'છ એ? શું નામ છે?
સૌંદર્ય એવું કેટલું! જે તમ-હૃદય-વિશ્રામ છે?"
"એના સ્વરૂપનું શું સલુણી! હું ત્હને વર્ણન કરૂં?
શીતળ ફુવારો પ્રેમ-પાણીનો જતાં પાસે ઠરૂં."

"સૌંદર્યમાં સદ્‌ગુણમાં ને સ્નેહમાં ત્હારા સમી,
બારે ઘડી મ્હારે મને એ સુન્દરી રે' છે રમી."
"પણ નામ શું? તે તો મ્હને કો'ની હૃદયવલ્લભ! જરા,
અમને બનાવો કયારના શું આમ? બોલો તો ખરા."

"છે પિંગળા પ્યારૂં મધુરૂં નામ એ પ્રમદા તણું,
એની નિકટ ત્રિલોકનું સુખ હું ન ગણતીમાં ગણું.
તે દિવ્ય દેવી આ રહી સ્થાપિત હૃદયમંદીરમાં,
મૂર્તિ મનોહર દેવીની તે તુંજ બીજી કોઇ ના."

હસતાં ગુલાબી ગાલ પર ધીમો તમાચો મારીયો,
ભર્તૃહરિએ ભોળવી ભામીની-ક્રોધ નિવારીયો.
શરમાઈ ગઇ ત્યાં પિંગળા મુખચંદ્ર સ્હેજ નમી ગયું,
આછું મધુરૂં હાસ્ય નાજુક હોઠ-દ્વાર રમી રહ્યું.

આપ્યું અમરફળ ભરથરીએ પિંગળાના હાથમાં,
'કયાંથી મળ્યું?' વિસ્તારપૂર્વક તે કહ્યું સંગાથમાં.
"લાવી કટારી કાપ ને આરોગ જોઉં સુન્દરી!
રીઝાવ હમ્મેશાં મ્હને યૌવન અમર ત્હારૂં કરી."

"હમણાં નહી રાખો સ્હવારે સ્નાન-પૂજા સૌ કરી,
ચાખીશ પછી પ્રેમે તમારૂં ધ્યાન અંતરમાં ધરી.
"વારૂ! ભલે! પણ ભૂલતી નહી....ગાન ગા જોઉં કંઇ!
બહુ વાર વીતી તોય કોકિલકંઠની ઝાંખી નહી."

પ્રકાશક:—ઠા. પ્રાણલાલ જીવણદાસ બુકસેલર.

# લાલનો એક્કો.

સચિત્ર. ]—: ડિટેકટીવ વાર્તા. :—[ તૈયાર છે.



સુંદરલાલ વારાંગના વિલાસીને ત્યાં.

[ વધુ માટે વાંચો પૃષ્ટ ૫૭. ]

પ્રયોજક:- ] મૂલ્ય માત્ર આઠ આના. [ "પુષ્પ."

"શ્રી પ્રાણજીવન પુસ્તકાલય." ટાવર રોડ—સુરત.

# ચોકટનો એકકો.

સચિત્ર.] —: ડિટેકટીવ વાર્તા. :— [તૈયાર છે.

પ્રકાશકઃ—ડા. પ્રાણલાલ જીવણરામ ઝવેરી



“શ્રી પ્રાણજીવન પુસ્તકાલય,” ટાવર રોડ—સુરત.

રમેશે ઈંદિરાને તેના પતિ દીનેશનું ખૂન કરવા કે'યું. [જુઓ પ્રકરણ પ્હેલું.]

પ્રયોજકઃ-] મૂલ્યઃ-આઠ આના. [“પુષ્પ.”

ઉંચે અમરફળ એ મુકી કરમાં વીણા લીધી અહા !
મીઠા સ્વરે આલાપથી શરુઆત કીધી પિંગળા.
લહરી પવનની આવતી તે સૂરને ખેંચી જતી,
ગાંધર્વ-કન્યા કિન્નરી તો મ્હેલમાં ગાતી નથી !

[બાળકુંવારી.]

રાધાઃ—છેડો મ્હારો છોડો છબીલા...છલકાશે હા પાણી,
જોજો ! છલકાશે મ્હારૂં પાણી.
જળ છલકાશે, ચીર ભિંજાશે...પજવો શું પર-બાળા,
દૂર રહો ! મ્હને ડાઘ લગાડો...રંગે કૃષ્ણજી કાળા...જોજો.

કૃષ્ણઃ—ઉભી રહે અલી ! નામ શું ત્હારૂં?...એ તો કહે ગોરી ! ગોરી!
હું પૂછું પરણી કે કુંવારી ?...દીલ લીધું ત્હેં ચોરી...જોજો.

રાધાઃ—જળ જમનાથી ભર્યો રે ઘડૂલો...હું રાધા પનિહારી,
આઘા રહો, અડશો મા મુજને...હું છું બાળકુંવારી...જોજો.

કૃષ્ણઃ—પાણી પાતી જાને ઉતારૂં...લાવ ઘડૂલો ત્હારો,
તું છે બાળકુંવારી રાધા !...હૂંયે બાળકુંવારો...જોજો.
વૃન્દાવનમાં વાંસળી વાગે...એ મ્હારી એંધાણી,
આવી મળજે, એ સાંભળવા...સમજી કે નહી રાણી ?...જોજો.

કવિઃ—રાધાને રોકીને રસ્તે...ઊભા પાલવ તાણી,
માગી રહ્યા છે મધુસૂદન એ...પાણી...પાણી...પાણી...જોજો.
ખેંચ્યો પાલવ, ઘડૂલો ઢોળ્યો...રાધા ! રંગ-ભિંજાણી,
કર પકડીને કા'ન કહે..."હું રાજા ! ને તું રાણી."...જોજો.

ભર્તૃહરિઃ—પ્રિયા ! આજે હમેશની માફક સંગીતમાં બરાબર મજાહ અને માધુર્ય નથી. એક બીજી ચીજ ગા. જોઉં વારૂં !

[ મધુ-બંસરી.: ]

ગોપીઃ—હો શ્યામ ! બંસી તમારી બજાવો.

આમ આવો, જરા આમ આવો...હો.

ગમતું નથી તો ઘડીભર વ્હાલાં !...દીલડાં હા ! ડોલાવો,
ગોવિન્દા ! ગાંડા કરી અમને..."વ્હા ! વ્હા ! વ્હા" બોલાવો...હો.

આંખ મીંચેલી,દ્વાર (હૃદયના) ભીડેલાં...અજ્ઞાને એ ખોલાવો,
જ્ઞાન તણી દોરી બાંધીને...ભકિત—ઝોલે ઝોલાવો...હો.

લ્હેરે લલકારો બંસી ! ને...સંગીત ધૂન મચાવો
એના નાદે નાદે અમને...ભાન ભૂલાવી નચાવો...હો.

રાસ રમાડો ! રંગે રસિયા !...તનના ભાન તજાવો,
મોરલીથી મધુસૂદન મ્હારા !... "પુષ્પ" ત્રિલોક ગજાવો...હો.

( હરિગીત. )

સંગીત સાથે તાલ ને પલ્ટા ભૂલે છે પિંગળા,
બેચેન જાણે હોય ના ઢોંગી કરે એવી કળા.
ભર્તૃહરિ બોલ્યો,"પ્રિયા ! તું આજ (આમ) કેમ ઉદાસ છે ?
ગાવું નથી ગમતું ખરૂં ! " "મિથ્યા પ્રભુ ! આભાસ છે."
"મિથ્યા નથી પણ સત્ય છે, આજે મીઠાશ નથી ગળે,
ગાવે ચુકે છે કેમ તું ? કંઇ તાલ માપ નહી મળે."
"કૈં સાર કે'વામાં નથી, માટે જવા દયો વાત એ !
[1]નિર્માલ્ય ! [2]નજીવી ! હશે ! પડતી મૂકો પંચાત એ."

૧ માલ વગરની. ૨ નહી જેવી.

મર્માળ શબ્દો સાંભળી રાજાથી રે'વાયું નહી,
છૂપું દરદ અર્ધાંગનાનું સ્હેજ સ્હેવાયું નહી.
પૂછયું "કહી દે ગુપ્ત મ્હારાથી શું એવી ચીજ છે?
દિલ ખોલ આ ગંભીર ગમગીની તણા શું બીજ છે?"

"ઉપચાર કરીએ ચાંપતા નહી રાખ મુઝવણમાં મ્હને,
કહી નાખ જે કંઈ હોય તે ખુલ્લા મને! સોગન ત્હને."
અચકાતી પાણી આણી આંખે ફેલ એ કરતી ઘણા,
નરમાશથી બોલી પછી મુખ ભાવ લાવી દયામણા.

"કાલે તમે જોવા નગરચર્ચા બહાર ગયા હતા,
ત્યારે તમારા ભાઇ ન્હાના (આ) મ્હેલમાં આવ્યા હતા.
અવળી મતિ શું ઉપજી? કૂદ્રષ્ટિ મ્હારા પર કરી,
તમને કહું શું હાય! (એ) કે'વાતું નથી મોઢે જરી."

"બોલ્યાં અઘટતાં વેણ નફ્ટ માગણી કામી કરી,
પણ મ્હેર શ્રી મ્હાદેવની! કે કિંકરી આ ઊગરી.
ખોટું કહ્યું, (મ્હેં) 'આવ્યા તમે' બ્હીવડાવવા કામાંધને,
ચાલ્યા ગયા ગભરાઇને! આવે ભરોસો આપને?"

"આવે નહી વિશ્વાસ જાણી કાંઇ પણ બોલી નહી,
ગૃહ–એબ સ્વામીનાથ! મ્હેં આ જીભથી ખોલી નહી."
કલ્પિત કથા આ સાંભળી ભર્તૃહરિ ગુંચવઇ ગયો,
"જાગૃત અગર છું ઉંઘમાં હું?" એજ ભ્રાન્તિમાં પડયો.

[સ્વગત.]

"દાનત બગાડી વિક્રમે! વિશ્વેશ! હું શું સાંભળું?
સાકર ટળી સોમલ બન્યું! સત્યાંશ એમાં શું ખરૂં?
અવનીશ! અક્કલ આજ મ્હારી કામ કૈં કરતી નથી,
આ સત્ય છે? કે સ્વપ્ન છે? સમજણ કશી પડતી નથી."

"ના, ના, બને નહી વાત! માન્યામાં કદી આવે નહી,
રે! નિષ્કલંકીત સૂર્યમાં શંકા કરો! ફાવે નહી.
વિક્રમ વિશુદ્ધ હૃદય તણો અવકૃત્ય આવું ના કરે,
જુઠ્ઠી હશે શું પિંગળા? એમાં કયું સાચું અરે!"

"પણ નહી! વદે ખોટું! ચઢાવે આળ! એને ઝેર શું?
આરોપ શાને એ મૂકે! વિક્રમથી એને વેર શું?
હું જોઉં છું ભાભી–દિયર એકેકને ચાહે બહુ,
માતા ગણે જ્યાં પિંગળાને ત્યાં હું એને શું કહું!"

[પ્રકટ.]

"આ વાત ત્હારી લેશ મ્હારી ધ્યાનમાં આવે નહી,
જોયું હશે ત્હેં સ્વપ્ન! જે ભણકાર મે'લાવે નહી.
માની શકાયે કેમ! છે વિશ્વાસ વિક્રમનો મ્હને
કદિ તું ચળે, પણ એ ચળે! એ તો કદાપી ના બને."

"તુજથી વધુ વ્હાલી ! મ્હને એના ઉપર વિશ્વાસ છે,
તું માન કે નહી માન પણ આ સ્વપ્નનો આભાસ છે."
"જોયું ? હતી હું જાણતી, કે કોઇ આ માને નહી,
જુઠ્ઠી પડી કે'વા જતાં જરીએ ધરી કાને નહી."

"અબળા હું મુંઇ અભાગણી ! જે વાત મ્હેં તમને કહી,
ધિક્કાર મ્હારી જાતને કે વાત પેટે ના રહી.
જુઠ્ઠી ઠરી હું હાય ! આ જીવન હવે ધરવું નથી,
વિશ્વાસ ઊઠયો ખોળીચું વ્હાલું હવે કરવું નથી."

"માને પતિ ના પોતિકા ત્યાં લોક તો કયાંથી પછી ?
જુઠ્ઠી ઠરાવો આપ જયાં ! રાખે બિજા બાકી કદી ?
વર્ષો થયાં સાથે રહ્યાં વિશ્વાસ તોયે ના પડયો,
શું અર્થ ? અણવિશ્વાસિનીનો *દે' રહ્યો ના રહ્યો."

ઢાંગી ખરાવે આંસુડા ધિક્કાર દેતી જાતને,
બાકી ન રાખ્યું કાંઇ પણ સાચી ઠરાવા વાતને.
આ આંસુડાથી ભૂપ ભોળો ભોળવાઇ સ્હેજે ગયો,
વિક્રમ ઉપર નિજ દીલમાં શંકા ફરી આણી રહ્યો.

દોહરોઃ-(૪૮) પ્રથમ [૧]નયન-શર, આંસુડાં દ્વિતિય, તૃતિય સોગન,
દિગ્વિજયી ત્રણ શસ્ત્ર આ ! સ્ત્રીને દીધા ભગવન્ !

*દેહ=શરીર. ૧ આંખના અટકચાળા, આંસુ, અને સોગન એમ ત્રણ વિજયવન્તા હથીયારો ભગવાને સ્ત્રીઓને બક્ષ્યાં છે.

"સોગન તમારા નાથ! ખોટી વાત જો આ હોય તો,
આથી વધુ શું જોઈએ તમને પ્રતિતિ કાન્ત કો' ?"
ગદ્ ગદ્ સ્વરે રડતી નિહાળી રાજવીએ રાણીને,
પિગળ્યું હૃદય બેઠી કરી વિશ્વાસ અંતે આણીને.

ચાંપી હૃદય સરસી અને આંસુ રૂમાલે લૂછિયાં,
ભૂલે ભલા! સ્ત્રી-ચરિતથી! તો ભરથરી લેખે કયા?
"રડતી રહે પ્રાણેશ્વરી! હમણાંજ આ....હું જાઉં છું,
"શું સત્ય છે ?" એ વાતની સત્વર તપાસ કરાવું છું."

"એવી ઉતાવળ શું પ્રભુ? બોલ્યા વિષે નહી ફાયદો,
'થયુ નહી થયું! થાતું નથી, કિરતારનો એ કાયદો.
ઘર ફૂટતાં ઘર જાય કાંઈ એમને કે'શો નહી,
મન મ્હોટું રાખી વાંક ન્હાનો લક્ષમાં લેશો નહી."

બહુ બોલી ડાહ્યાં બોલ શંકા હૃદયમાં સજ્જડ કરી,
વિક્રમ ઉપર બહુ વ્હાલ છે નહિ દ્વેષ જાણે કંઇ જરી!
પ્રેમાંધ રાજા ક્રોધમાં એ મ્હેલને ત્યાગી ગયો,
ને આ પ્રસંગ અપૂર્ણ આ ઘટના તણો અહીંથી રહ્યો.

* * * * *

ભુજંગીઃ-(૧૨) ગયો ભૂપ વ્હેમી બની મ્હેલથી જ્યાં,
છૂટયો કેદથી કેદી કામાંધ એ ત્યાં.
રજા માગી છે ઘેર જ્યારે જવાની,
ખુલી છૂબ ત્યારે પછી પિંગળાની.

માલિનીઃ-(૧૫) "નિજ પતિ નૃપને શા...ઢોંગ માંડી મનાવ્યો?
ફસવી સ્ત્રી-ચરિત્રે હા...બે ઘડીમાં બનાવ્યો.
નડતર રુપ કાંટો...મૂળથી સાફ કીધો,"
અમરફળ દીધું ને...ગુણ સમજાવી દીધો.

ઉપજાતિઃ-(૧૧) આરોગી થાજે...અવિનાશી વ્હાલા!
જો! જો! ન કે'શો...કદી કોઈને આ.
વ્હાલું મ્હને છે...નહી કો (ઈ) તમોથી,
નીભાવજો આ...પ્રીતડી (કરી) અમોથી.

[ હરિગીત. ]

લઇને અમરફળ મૂઢ એવો અશ્વપાલ ગૃહે ગયો,
જઈ ભેટ ધરવું વ્હાલીને એવો તરંગ ઉરે થયો.
ઉજ્જયિનીમાં વારાંગના પ્રખ્યાત નામ કલાવતી,
હમ્મેશ જ્યાં આ અશ્વપાલકની સવારી આવતી.

આપ્યું અમરફળ હેતથી જઇ અશ્વપાલે ત્યાં અરે!
"લલકાર! એવી ચીજ! કે અમૃત જેમાંથી ઝરે."
બેભાન દારૂમાં બની પ્યાલી ઉપર પ્યાલી ભરે,
"અમૃત અહાહા આ!" કહી તે કંઠમાં ખાલી કરે.

મન-અશ્વપાલ મનાવવા સંગીત છોડયું સુન્દરી,
ગંગા ન જાણે ગગનથી મહાદેવને મસ્તક સરી!
સંગીતને ઝોલે અહા! અત્યંત ઝોલાવી રહી,
ડોલે મણીધર મોરલીમાં તેમ ડોલાવી રહી.

[ગઝલ:-ગરીબોપે દયા રખ્ખે...રાહ.]

ગરીબી હાથ જે ઝાલે...ન મદ મ્હોટાઈમાં મ્હાલે;
પ્રભુને ઓળખી ચાલે...**અમીરો હો તો એવા હો!**

નિયમ પરમેશના પાળે...(જે) મળે એમાંજ મન વાળે.
સુખી સાદું જીવન ગાળે...**ગરીબો હો તો એવા હો!**

પ્રભુના નામ પર પ્યારી...કરે કુરબાન શ્રી (લક્ષ્મી) સારી,
છતાંયે હોય સંસારી...**ફકીરો હો તો એવા હો!**

પ્રજાને પ્રેમથી પાળે...નીતિ ને ન્યાય સંભાળે,
છતાં સાધુ-જીવન ગાળે...**ભૂપાળો હો તો એવા હો!**

સીતમ સંતોષથી સાંખે...મુખે અપશબ્દ ના ભાખે,
ભરોસો રામ પર રાખે...**ભિખારી હો તો એવા હો!**

કરૂણામય સુણી કાંણી...ભરે જે આંખમાં પાણી.
સખાવતની કરે લ્હાણી...**દિલાવર હો તો એવા હો!**

[ હરિગીત. ]

એ અશ્વપાલ ગયો પછી વેશ્યા મને વીચારતી,
"જે ચીજ દુર્લભ દેવને આરોગવા લલચાવતી.
આવી અનાચાસે અહા! તે આજ મ્હારા હાથમાં,
ચરણે ધરૂં જઇ ભેટ આ! સદ્ધર્મિ માલવનાથના."

"આરોગી આને અમર થઇ! શું આજ જીવન ભોગવું?
ઓછું કર્યું છે પાપ? કે જીવી વિશેષ વધારવું?
આ જીંદગી પાપી હવે લંબાવવી મ્હારે નથી,
આ ભૂમિને દુષ્કૃત્યથી વધુ ભારવી મ્હારે નથી."

"રાજા અમર થઇને પ્રીતે આલવ—પ્રજાને પાળશે,
લાખો નિરાશ્રિત રંકના નિર્ધનપણાને ટાળશે."
આવા વિચારે ફળ લઈ શૃંગારસજ્જ બણીઠણી,
રાજેન્દ્રને ગઇ અર્પવા દરબારભુવનની ભણી.

* * * * *

આ વાત છોડી વાંચીએ ભર્તૃહરિએ શું કર્યું?
જે કાજ ફેંક્યું તીર રાણીએ સર્યું કે ના સર્યું.
આવી ઉભો વિક્રમ વડીલ બંધુ કને તેડાવતાં,
"આજ્ઞા શી મ્હોટા ભાઇની?" કરજોડી બોલ્યો આવતાં.

આંખો અરેરે! લાલ રાજા ભરથરીની ત્યાં થઈ,
જે લાગણી મનમાં હતી પ્હેલાં હવે તે ના રહી.
"વિક્રમ! કહે તું કાલ રાતે કયાં ગયો'તો સત્ય એ,
જાણું છ હું નાહક ન દેતો સ્થાન મુખ અસત્યને."

અવલોકી મુખમુદ્રા અચાનક વ્હેમ વિક્રમને પડયો,
'શા માટ પૂછયો પ્રશ્ન આ?' તર્કવિતર્કે એ ચઢયો.
જે જે ઝવેરી વ્હેમના ચશ્મા ચઢાવીને જુએ,
તે સાચ દેખે કાચને...કોહીનૂરો કીમતી ખુએ.

ફિક્કો પડેલો જોઇને શંકા સબળ થઇ છે મને,
"ફાંફાં શું મારે નીચ! પૂરો ઓળખ્યો છે મ્હેં ત્હને.
કે' જોઉં કાલે પિંગળાને મ્હેલ શા માટે ગયો?
માથે છું મ્હોટો ભાઈ હું" તેનો વિચારે ના થયો?"

"ક્રૂરદ્રષ્ટિ ભાભી પર કરી! આંખો ફૂટી ગઈ કેમ ના,
જીહ્વા ન કેમ કપાઇ ગઇ? ઉચ્ચાર કરતા પ્રેમના."
અણુચિંતવ્યો આરોપ વિક્રમ સાંભળી સ્થંભી ગયો,
સમજ્યો નહી નાટક બધો શો ભેદનો ભજવઈ રહ્યો.

બહુ ઝાળ ઉઠી અંતરે હિંમત કરી બોલ્યો પછી,
"ઓ ભાઇ! મ્હોટાભાઇ! શુદ્ધિ આપને શું કૈં નથી?
કોને કહો? ને શું કહો? એ વાતનું કૈં ભાન ના!
શું વાત? પાયો વાતનો? શાના બધા તોફાન આ!"

"સમજ્યો! નિશામાં હું નથી, સંપૂર્ણ મુજને ભાન છે,
છે ભોટ નહી આ ભરથરી! શું બોલું છું, તે ધ્યાન છે.
મુજને ઉડાવે આમ અણજાણ્યો બની! શું ફેલ છે?
ગંભીર ન્યાય–વિષય રહ્યા નહિ બાળકોના ખેલ છે."
"પાપી! પ્રપંચી! નીચ! ત્હેં વિશ્વાસઘાત મહા કર્યો,
અવળું સુઝયું! બુધ્ધિ બળી ગૈ! છેક દી ત્હારો ફર્યો."
"ઓ ભાઇ! બંધ કરો તમારૂં બોલવું સાચું કહું,
આગળ હવે નહી સાંભળું! મ્હોટા ગણી સાંખી રહું."

"જોયા અગર જાણ્યા વિના! અન્યાય મુજને થાય છે,
આ એકતરફી ન્હેમ! ચોખ્ખો પક્ષપાત કરાય છે.
શું ન્યાયનો નિર્મળ ઝરો ન્હેતો બધો સુકાય છે?
સદ્ધર્મ નીતિ ન્યાય સહુ તમને તજીને જાય છે!"

" કંકુ તમારી કીકીએ કાજળ અરે! દેખાય છે,
પારસમણી પાસે પડયો પત્થર છતાં પેખાય છે.
સર્વે જુએ જે સુર્ય તે તમને * શશિન્ દેખાય છે,
શંકા મ્હને તો આપના + અસ્તિત્વમાં પણ થાય છે."

"ન્હેલાં ગુહ્નો સાબીત કરો સાક્ષી પુરાવા કેટલા?
આરોપી શું કે' છે જરા તેનુંય સાંભળવું ભલા!
કોઇ ચઢાવે ત્યમ ચઢી સાહસ કદી કરવું નહી,
પૂરી તપાસ કર્યા વિના પગલું કદી ભરવું નહી."

"વાદી પ્રતિવાદી તણું કે'વું બરાબર સાંભળો,
દિલથી કરો દુર વ્હેમ! એ નરને બનાવે આંધળો."
"બ્હાના જવા દે એ બધા કૈં કાન પર ધરવું નથી,
ભાષણ નીતિનું ભરથરીને ત્હારૂં સાંભળવું નથી."

"કર કાળું જા...બંધુ ગણીને જીવતો છોડું ત્હને,
બસ આ પળે ને આ ક્ષણે તું ત્યાગ મ્હારા રાજ્યને.
આ ભરથરીના રાજ્યની અંદર કદી રે'તો નહી.
જીવે મરે તુજ ભાઈ મ્હોટો એ ખબર લેતો નહી."

" ન્હોતી ખબર વિક્રમ! મ્હને કે હાય! તું આવો હશે!
હા! ભાઇ થઇને! મ્હારૂં! સગ્ગા ભાઈનું! ઘર ઘાલશે!
વિદ્યા અને વિશ્વાસ પર અફસોસ! પાણી ફેરવ્યું,"
"ખોટું તદન! ઓ ભાઇ! તમને કોઇએ આ ભેરવ્યું."

---

* ચંદ્રમા. + હયાતી.

"જ્યાં પેટ પાકયું (પોતીકું) બાંધવા પાટા પછી ત્યાં કયાં રહ્યા?
જ્યાં આભ ફાટયું સાંધવા સાધન પછી ત્યાં શું રહ્યા ?
સાબીતી શું માંગે વધુ જ્યાં પિંગળા પોતે કહે,
બહુ બહુ કરો પણ કેટલા દિન પાપ તે ઢાકયું રહે?"

વસંતતિલકા:-(૧૪) જ્યાં પિંગળા અજબ એ...પડયું નામ કાને,
ત્યાં સાંભરી ! બની ગઈ...હતી વાત રાને.
ચેત્યો ચતૂર મનમાં..."જુનુ વૈર લીધું,
આબાદ 'સ્ત્રી-ચરિત શું ? '...સમજાવી દીધું.

શિખરિણી:-(૧૭) સ્ત્રીઓના ફંદામાં...ધીર ! વીર ! નહી કોઇ ફસજો,
મુખે મીઠું બોલી...બહુ હસવશે એ ! ન હસજો.
પતંગો ઓ પ્રેમી...રૂપ—દિપક દેખી ન ધસજો,
ફના કીર્તિ—કાયા...કરવી ચહો, ત્યાં, તોજ ધસજો.

"હું જાઉં છું ભ્રાતા ! હવે બે બોલ ! મ્હારા સાંભળો,
કારણ ? ભવિષ્યે શું ખબર ? પાછા મળો યા ના મળો.
હમણાં કહું તે સર્વ કડવું ઝેર જેવું લાગશે,
પણ યાદ કરશો કોઈ વેળા જબરી ઠોકર વાગશે."

"જે પિંગળાના પ્રેમમાં આંખો ગઇ છે આપની,
અદ્રશ્ય થઈ છે સમજ-શકિત પૂણ્યની ને પાપની.
તે પિંગળા ! પ્યાલી ભરીને ઝેર તમને આપશે,
જેને લગાડો (છો) છાતીએ તે 'તેજ' ગરદન કાપશે."

"હમણાં નહી માલમ પડે, આંખો નહી આ ઊઘડે,
પણ ભાન ત્યારે થાય ફટ્કો મસ્તકે જ્યારે પડે.
ખત્તા સખત ખાશો પછી પાછળથી પસ્તાશો તમે,
દિન એક એવો આવશે આંખો ભરાશે જે સમે."

"હમણા નહી સૂજે કંઇ અમૃત અગર એ ઝેર છે,
નહી પ્રેમ ! ફાંસો મોહનો વિષમય વિનાશક લ્હેર છે.
દોષિત ગણીને હાલમાં બંધુ ! મ્હને ધિક્કારશો,
પણ વખ્ત આવે ! 'ભાઈ! મ્હારા ભાઇ!' કહી પોકારશો."

"ચારિત્ર્ય ને વર્તન ઉપર છો ! હાલ શંકા આણશો,
એકેક મ્હારા શબ્દની કિંમત સમય પર જાણશો.
વૈરી હિતૈષી હું હતો ? કેવો ? તમે વિચારશો,
દિન એક શબ્દો આ બધા સંભારી આંસુ સારશો."

"કોની થઇ છે કામિની ? કે ભાઇ ! થાશે આપની,
એ યાદ રાખો ! બાળશે આખર ચિતા સંતાપની.
વિશ્વાસ વામાના વચન ને વ્હાલ પર કરતા નહી,
કોઇ ભમાવે એમ કાચા કાનમાં ભરતા નહી."

"લ્યો જાઉં છું, હું જાઉં, મ્હોટા ભાઈ! હા! સંભારજો,
વિશ્વાસ પૂરો મૂકતાં પ્હેલાં બહુજ વિચારજો.
સેવા વિષે તૈયાર ! પડતાં ભીડ કૈં બોલાવજો,
છેવટ્ કહું છું "ભાઈ ! ભાભીથી હવે સંભાળજો."

માલવભૂમિ ! માલવપતિ ! છોડી ઉભય વિક્રમ ગયો,
માયા-પ્રીતિ સંસારની તોડી અરણ્યે જઈ રહ્યો.
બીજે દિને ભર્તૃહરિ રણુવાસમાં જ્યારે ગયો,
વિસ્તારીને વીતક પ્રસંગ સખેદ રાણીને કહ્યો.

કલ્પાંત કીધું રાણીએ નિજ ધૂર્તતાને ઢાંકવા,
"ઘેલાં પિયુ ! શા દેશપાર-હુકમ દિયરને આપવા ?"
આઘાત લાગ્યો હોય હૈયામાં ન શું ? ત્યમ બોલતી,
પોકળ હૃદય-પડદા બહુ ડુસકાં ભરી ભરી ખોલતી.

તવ ભરથરી બોલ્યો, જવા દે ! થઈ ગયું તે થઇ ગયું,
આરોગ્યું પેલું અમરફળ કે એમનું એમજ રહ્યું ?"
"ભૂલાય એ તે કે ! તમે પણ નાથ ! શું ગાંડા થયા,
હે દેવ ! આ દેવી તમારાં કયારનાં એ ખૈ ગયાં."

આ વાત ચાલે એટલામાં દાસી ત્યાં આવી રહી,
મ્હારાજ ! કા'વ્યુ છે સચીવે બહારથી વન્દન કહી.
"વિક્રમ જતાં માલવ-પ્રજા આખીય ઉશ્કેરઇ ગઇ,
હો-હા થતાં હડતાળ પાડીને પછાડી જઇ રહી."

"સરદાર ને સેનાપતિ પણ ખૂદ ઇચ્છે છે રજા,
એવો ગુન્હો શુ ભાઇનો ગંભીર ? જે આવી સજા !"
ચમકયો અચાનક ભરથરી બોલ્યો ફરી દાસી પ્રતિ,
"જા જઇ કહે દરબારમાં હમણાં પધારે ભૂપતિ."

ઉત્તર કહાવી પિંગળાનો મ્હેલ નૃપ છોડી ગયો,
ગંભીર ચ્હેરે શોકથી દરબારમાં આવી રહ્યો.
બોલ્યો પછી “ સમજુ પ્રજાજન છો ! છતાં આ શું કરો ?
રાજા તમારો ધર્મ ચૂકે ! વ્હેમ એવો કાં ધરો ? ”

“ અન્યાય મ્હારા હાથથી નહી થાય, તેમ નથી થયો,
વિક્રમ વગર વાંકે નથી મ્હારૂં નગર છોડી ગયો.
ચાહો તમે, હું ચાહું છું, મ્હારો સગો એ ભાઈ છે,
પણ ન્યાય પ્હેલો ને પછી સંબંધ, સ્નેહ, સગાઇ છે. ”

“ આ ન્યાયનું પલ્લું ! ન એમાં પક્ષપાત કરાય છે,
સઘળા સમાન પછી ભલે હો રંક યા તો રાય એ.
જેની તરફ ડાંડી નમે ! તરફેણમાં તોળાય તે,
ઉંચકાય જેનું ત્રાજવું તેનેજ શિક્ષા થાય છે. ”
“ મા, બાપ, ભાઈ, બ્હેન, સ્ત્રી, સ્નેહી, સગાંના વ્હાલને,
બાજુ મુકાયે ! ન્યાય એક ! કૂબેરથી કંગાલને.
પોતે કરેલાં કર્મ ભોગવવાં બધાં બંધાયલાં,
છે દોષ એના દૈવનો ! ભાલે લખેલું થાય હા ! ”
“ જે જે સમય નિર્માણ જે ! તે તે સમય તે થઈ રહે,
વાંકી વિધાતા ! કોઇ એમાં શું કરે ? કોને કહે ? ”
બોધમ વદીને ભારથરીએ સર્વને સમજાવીયાં,
“ માથું ભમે મ્હારૂં ” કહી નિજ મ્હેલ ભૂપ પધારીયાં.

* * * * *

આ વાતને વીતિ ગયાં છે, બે દિવસ આજે અહા !
સિંહાસને દર્શન થતાં માલવપતિ મ્હારાજના.
દરબારમાં ચર્ચા રસીલી "પ્રેમ" પર ચાલી રહી,
ત્યાં તો કલાવન્તી [1] અમરફળ સાથ લઇ હાજર થઇ.

વારાંગનાએ ઝૂકીને ફળ ભૂપને ચરણે ધર્યું,
પાછા જવાને એક પગલું પણ ન જ્યાં પૂરૂં ભર્યું.
ત્યાં તો "સબૂર" ધ્વનિ તરત કાને કલાવતીને પડયો,
"કોણે ત્હને આ ફળ દીધું !" ભર્તૃહરિ પૂછી રહ્યો.

"મ્હારાજ ! યોગીએ દીધું." રે'નાર કયાંના એ ઋષિ ?
મળવું મ્હને ! દે મેળવી, એવી ઉરે ઇચ્છા વસી.
"ચાલ્યા ગયા એતો પ્રભુ !" ત્હારે ગૃહે કેમ આવીયા?
વૈરાગીએ વેશ્યા-ભુવન શું જોઇને શોભાવીયાં ?"

ઝાંખી પડી વારાંગના વાણી બધી તૂટી રહી,
આ અટપટા પ્રશ્ને કરી બુદ્ધિ બધી ખૂટી ગઇ.
સમશેર કાઢી રાજવીએ રક્ત નેત્રોથી કહ્યું,
"જાણું છ હું ! આ પાપ ત્હારૂં તે નથી ઢાંકયું રહ્યું."

"તરવારથી ટુકડા કરૂં....જુઠું વદી જો ભામીની,
સાચ્ચું કહી દે ! અમરફળ કયાંથી મળ્યું આ ? કામિની !"
"આપ્યું તમારા અશ્વપાલે કાલ આવીને મ્હને,
નિર્દોષ છું રાજેન્દ્ર હું જાણું વધુ ના વાત એ."

---

૧. વેશ્યા અમરફળનું શું કરવું ? એનો લાંબો વિચાર કર્યા પછી અંતે બે દિવસ રહીને એ દરબારમાં લાવી હતી.

તૈયાર છે. ] —: સચિત્ર. :— [ તૈયાર છે.

# નવલશા હીરજી.



પ્રકાશક:—ગ. પ્રભુલાલ છગનલાલ બુકસેલર.

“શ્રી પ્રાચીન પુસ્તકાલય.” ટાવર રોડ—સુરત.

પ્રયોજક:— ] મૂલ્ય:—રૂ. ૦—૮—૦ [ “પુષ્પ.”

તયાર છે. ] આવાજ ૮ ચિત્રો સાથે [ તૈયાર છે.

સચિત્ર. ] ડિટેકટીવ વાતો. [ સચિત્ર.

# ભયંકર ભામીની.



—: કીંમત:—**આઠ આના.** :—

"નહિ, નહિ, લાજવતી! મારા પર એકવાર દયા કરો. અને હજી! હજી! જરા વધારે સમય મને આ જગતમાં જીવવા દો!"

"લાગ્યું મ્હને અઘટિત થઇ વારાંગના આરોગવું,
લાવી તમોને ભેટ ધરવા એટલું જાણુંછ હું."
આજ્ઞા થતાં નૃપની અનુચર એક ઘોડારે ગયો,
ક્ષણમાં સભામાં રાય-સન્મુખ અશ્વપાલ ઉભો રહ્યો.

"સાચ્ચું કહે પાજી ! ત્હને આ અમરફળ ક્યાંથી મળ્યું?
જો સ્હેજ પણ જુઠું વદ્યો તો જાણજે આવી બન્યું."
વારાંગનાને જોઇને સહુ હોસ-કોસ ઉડી ગયા,
મ્હોડું થયુંછ દયામણું ! ને ટાંટીયા ધ્રૂજી રહ્યા.

છૂટે શરીરે ઘામ ભયથી ગાત્ર સર્વ ગળી રહ્યાં,
લોચા જીભે ! બહુ બોલવા ઈચ્છા છતાંય વળી રહ્યાં.
'મ..મ.મ..મ.મ..મ..મહારાજ! કો..કો..કોઇએ આપ્યુંહતું,'
"બસ ચૂપ ! કોઈ તે કહે એ કોણ દેનારૂં હતું ?"

આજ્ઞા કરી પાસે ઉભેલા દાસને ફટ્કાવવા,
જ્યાં માર માંડયો મારવા ત્યાં વાર શી રે' માનવા ?
"પિ..પિ..પિંગળા"બોલ્યો અને રાજેન્દ્ર મૂર્છિત થઇ ગયો,
ઉપચાર કીધાં અવનવાં ત્યારે ફરી સાવધ થયો.

હૈયું ભરાયું ભાગ આછો આંખનો ભીનો થયો,
શબ્દો પડયાં સાચા હવે નિજ ભાઇ વિક્રમ સાંભર્યો.
તો પણ તજી હિંમત ન રાયે પ્રશ્ન પાપીને કર્યો,
"ત્હારો અને એનો સમાગમ કેમ ? ક્યાં ? ક્યારે થયો?"

વસંતતિલકાઃ-(૧૪) મ્હારો ગુન્હો નથી ખરેખર અન્નદાતા !
હું નિરપરાધીન છું દોષિત રાજમાતા.
કામે દઈ કર નયન ઢાંકી દીધા'તા,
ક્યાંથી સુઝે સવળું જ્યાં અવળી વિધાતા.

* * * * *

માબાપ ! હું ગરીબ સેવક દીન પ્રાણી,
આ માર્ગ-દર્શક મ્હને અપવિત્ર રાણી.
બક્ષો પ્રભુ ! જીવનદાન બધું કબૂલું,
આપો ક્ષમા જીવનમાં ન હવે હું ભૂલું.

આવ્યું વચન જ્યાં ભૂપતિએ અશ્વપાલે સૌ કહ્યું,
જે સાંભળીને ભરથરીનું હાથ હૈયું ના રહ્યું.
"સંબંધ આડો રાણીને મ્હારાજ ! મ્હારી સાથમાં,
જેને લઈ આવ્યું અમરફળ આ પ્રભુ ! મમ હાથમાં."

"વિક્રમ અમારા પ્રેમમાં વચ્ચે પ્રભુ ! નડતા હતા,
'આ વાત જાણી જાય તો !' દીલે અમે ડરતા હતા.
આરોપ અણુઘટતો મૂકી તમને કહ્યું, કાઢી મૂકયા,"
ઇતિહાસ આવો સાંભળી ભર્તૃહરિ બોલી ઉઠયાં.

"જા....જા....જવા દઉં જીવતો આ રાજમાં રે'તો નહી,
જો પ્રાણની પરવા કરે તો નામ પણ લેતો નહી."
છોડી દીધી વારાંગનાને ભૂપ મ્હેલ પ્રતિ વળ્યો,
હમ્મેશની માફક જઈને પિંગળાને એ મળ્યો.

* * * *

"વ્હાલી મ્હને એ સાંભર્યું ખોટું લગાડીશ ના જરી,
પેલું અમરફળ ખાધું એનો સ્વાદ કંઇ કે'તો ખરી ?"
"સાકર સમો શું પૂછવું....મ્હારાજ ! એમાં તે વળી ?
એવી નજીવી વાતમાં શંકા ધરો છો શું બળી ?"

"શંકા નથી પણ સત્ય છે સાચું કહી દે સુન્દરી !
કંઈ રે'મ દષ્ટી હું ન દેખાડીશ પાછળથી જરી."
"વિશ્વાસ મ્હારો શું નથી ? લ્યો તમ ગળે મમ હાથ છે,
ખાધું ન મ્હેં જો હોય તો સોગન તમારા નાથ છે."

સમ ખાઈ ખોટાં પિંગળા કર કંઠ-મુકવા જ્યાં ગઇ,
બે આંખ રાતી ચોળ રાજા ભરથરીની ત્યાં થઈ.
તરછોડી નાખ્યા હાથ છોડયું અમરફળ રૂમાલથી,
"ખાધું પછી આ તેજ ! મ્હારી પાસ આવ્યું કયાં થકી?"
જોતાં અમરફળ પિંગળા ઝાંખી પડી....સ્થંભી ગઇ,
પણ કર્મ કાળું ઢાંકવા બીજી પળે સાવધ થઇ.
"વ્હાલા ! પ્રતિતિ જોઈએ તો આ પડેલી કટાર છે,
પૂછી જુઓ આ દાસીને પ્રત્યક્ષ એ જોનાર છે."

દાસી પ્રતિ જોઇ મિંચી છે આંખ રાણીએ જરા,
પણ જીવ વ્હાલો સર્વને કોને નહિ ? કો'તો ખરા !
છૂટી પડી દાસી "મ્હને કયારે બતાવ્યું બાઇજી ?
જાણું નહી હું વાત....બા....શું અમરફળ કે'વાયજી ?"

"હાં....રે ! અરે..હાં..હું..ભુલી..તું તો બરોબર નહિ હતી,
મમ સ્નાન—જળ તૈયાર કરવા તે સમય તું ગઇ હતી."
"ન્હાયા વિના શું ખાધું તો?" "ના...ના..બળ્યું ભૂલી ગઇ,
એ તો ગઇ'તી યાદ આવ્યું...કયાં ? બરાબર....હા....નહી."

પોતાની મેળે પિંગળા પોતે જુઓ ખોટી પડી,
**જુઠું ન જન્મારો ટકે બહુ બહુ ટકે તો બે ઘડી.**
"શાનો વિચાર કરે ? સકળ કાયા અરે ! કયમ કંપતી ?
વાચા તુટે છે બોલતાં ઠેકાણું વદવામાં નથી."

"ના....ના....અમરફળ નાથ ! આવાં તો હજારોયે હશે,
કાલે વળી કો લાવશે (એમ) કયાં વ્હેમ કરવા ફાવશે ?
વ્હાલા ! તમારા વિણ મ્હને સહુ ભાઈ બાપ સમાન છે,
આઠે પ્રહર અંતર વિષે કેવળ તમારૂં ધ્યાન છે."

"કમજાત ! દુષ્ટા ! પાપિણી ! કર બંધ ત્હારૂં બોલવું,
આગળ વધુ વદતાં હવે અટકાવ મ્હોડું ખોલવું.
પકડાઇ ચૂકયું પાપ ઢાંકયું એ ન ઢંકાશે હવે,
તુજ બોલની કિંમત ન કોડી એક અંકાશે હવે.

"મુજથી અરે ! એ નીચ એવો અશ્વપાલ વધુ ગણ્યો,
અફસોસ ! સઘળું હું ભણ્યો પણ સ્ત્રી—ચરિત્ર નહી ભણ્યો.
પૂરો ભરાઈ કુંભ ત્હારા પાપનો ફૂટી ગયો,
આ કામ તું કોઠાર મ્હારી કીર્તિનો લૂટી ગયો."

"એવું કર્યું છે કામ કે દરિયે પડી ડૂબી મરો,
ભારે મરે છે પૃથ્વી ભાર મરી તમે ઓછો કરો.
પારસમણી ધાર્યો હતો ન્હોતી ખબર પત્થર હશે,
કયાંથી ખબર આ સ્નેહ સત્યાનાશમાં પલટઈ જશે."

"ધિક્કાર ત્હારી માતને......ધિક્કાર ત્હારા તાતને,
ધિક્કાર ત્હારી જાતને......ધિક્કાર ત્હારા નાથને.
ધિક્કાર આ કૂ-વાતને......ધિક્કાર ત્હારા સાથને,
ધિક્કાર ત્હારી ભાતને......ધિક્કાર તુજ સંગાથને."

"ઓ! ઓ! કલંકિત કામિની! ત્હેં કમળમુખ કાળું કર્યું,
મુજ તુજ ઉભયના કૂળમાં કાંમાધ! અજવાળું કર્યું.
બોળ્યું પિતાના નામને, લજવી જનેતા-કૂખને,
જા....જા....જતી રે'.. દૂર....થા....તુજ બાળ કાળા મુખને."

"પત્થર પડી જનની-જઠરમાં....કૂળમાં અંગાર છે,
હોળી જગાવી હાય! હૈયામાં ત્હને ધિક્કાર છે.
રે! ભાઇ જેવો ભાઇ વિક્રમ! ત્હેં કઢાવ્યો દૂર હા!
નિર્દોષ ને દોષિત ઠરાવ્યો નાર ઓછી કૂર ના."

"વીરો ગયો સંગાથથી શોધ્યાં છતાં બળશે નહીં,
હીરો ગુમાવ્યો હાથથી મોંઘો હવે મળશે નહિ.
ત્હેં જાળ નાખી મોહની પ્રેમાંધ ને પાગલ કર્યો,
પણ આજ આંખો ખોલવાને ઈશ્વરે દીવો ધર્યો."

"જ્યાં જ્યાં નજર નાખું ભર્યો ત્યાં પાપનો ભંડાર છે,
કોના સગાવ્હાલાં વિચારો નાર ને ભરથાર છે ?
સાંચા હૃદયનો સ્નેહ ના દેખાવનો સૌ પ્યાર છે,
નવનિત નથી સંસારમાં....નિઃસાર માયાગાર છે."

વિશ્વાસ વામાના વચન ને વ્હાલ પર કરશો નહી,
પ્રેમાંધ થૈ પૂરી પરીક્ષા વિણ પગ ભરશો નહી.
અમૃતમય ઉપર થકી અંદર હળાહળ ઝેર છે,
કાંચન અને કાન્તા ઉભયમાં કામ-વિષની લ્હેર છે."

"લીસી સપાટી પ્રેમના રસ્તા તણી છે જાણજો,
તપસી ગયા લપસી તમે (સૌ) પણ ચાલતાં સંભાળજો.
આ જીન્દગી ઝેરી બનાવે મૂળ આંખો માનજો,
સૌન્દર્ય પર દોડી જતી સંયમ વિષે એ રાખજો."

"સંસારમાં રે'વું નથી સંન્યાસ સેવું સર્વથા,
ચાખી મઝા' આ પ્રેમની એ પ્રેમની ચાખું મઝા."
પોશાક સર્વ ઉતારીને ભગવાં તને રાયે ધર્યાં,
અંગે ભભૂત લગાવીને વનમાં જવા પગલાં ભર્યાં.

ત્યાં તો પછાડી પિંગળા દોડી અને ચરણે પડી,
ભીના કીધાં પગ રાયના કંથા ગ્રહી ભગવી રડી.
"દુર્ભાગિની યાચે દયા અપરાધિની હું નાથ છું,
ભૂલ્યા મદનમાં ભલભલાં તો કોણ અબળા જાત હું ?"

"આ વાર જાવા દયો" કહી પટરાણી પાલવ પાથરે,
"ભગવાન પણ પ્હેલી વખતની ભૂલ માફ પતિ! કરે."
પણ વેણ આ અફળાઇ ભિંતે ને નિરર્થક સૌ થયાં,
ભગવા ધર્યાં તે બસ ધર્યાં! આજે ગયાં! તે હા! ગયાં.

રણવાસમાં રાણી રડે....ત્રણસો અને સાઠે તજી,
દરબારમાં સંન્યાસી—વેશે ભરથરી આવ્યા પછી.
રોતાં સભાજન ને નગરજન રાયને વીંટી વળ્યાં,
રાજેન્દ્રને રોતાં કકળતાં સર્વ છેવટ્ના મળ્યાં.

આજ્ઞા કરી રાજેન્દ્રએ શાણા સુમન્ત પ્રધાનને,
"વિક્રમ મળે ના ત્યાં સુધી લ્યો હાથ રાજ્ય–સુકાનને.
શોધી તમે એ વીરને વાકેફ કરજો (આ) વાતથી,
કે'જો કર્યો છે મૂકત મ્હોટા ભાઇએ અપરાધથી."

"એ નિષ્કલંકિત વીરને આ રાજ્ય સ્નેહે સોંપજો,
કલ્યાણ હો! કલ્યાણ હો! કલ્યાણ સર્વેનું હજો."

* * * * *

રોતાં તજીને રાજવી જંગલ વિષે ચાલ્યાં ગયાં,
ગુરુદેવ ગોરખનાથ ને મત્સ્યેન્દ્રના દર્શન થયાં.

"દિક્ષા મ્હને આપો પ્રભુ," કહી રાજવી ચરણે પડયા,
"હું કોણ? કયાંથી આવવું?" વિસ્તારી હાલ બધા કહ્યા.
બોલ્યા ગુરૂ મચ્છેન્દ્રઃ–"બેટા! બાત તેરી ઠીક હૈ,
લેકિન પીછે તુમ લૌટ જાઓ યેહી મેરી શીખ હૈ."

"યહ યોગકા અભ્યાસ ઔર સમાધિ બ્હોત કઠીન હૈ,
ખાના પિના ફુલ-મૂલ-જલ યહ પહનવા કૌપીન હૈ.
ઉપબાસ ભી કરને પડે અરૂ બૈઠના તડકે શિલે,
દુઃખ હે ઇધર છોટે બડે ખાના મિલે કભી ના મિલે."
"ઋષિરાજ! વેઠું સર્વ એ ચાહે પરીક્ષા તે કરો,
દિક્ષા પછી દેજો પ્રથમ સંશય તમારો જે હરો."
"અચ્છા તભી જા કર પુકારો રાનીકો મૈયા તુમ્હી,
અરૂ માંગ કર ભિક્ષા ઇધર આના પિછે ઐઠે હમી"

લઇ એક ચેલો સાથ યોગી-વેશમાં નૃપ એ ગયો,
જઇ પિંગળા-મ્હેલે પ્રથમ પોકાર "મૈયાનો" કર્યો.
બેઠી હતી એ બારીએ નિજ નાથ, જોયાં રાણીએ,
નીચે પધારી દોડતી ઉભરાય આંખો પાણીએ.

યોગેન્દ્ર ભર્તૃહરિઃ-ભિક્ષા દેને મૈયા પિંગળા.

પિંગળાઃ-ધિક્કર! યુવા ધિક્કર! મૂજને...ધિક્કર! કામ વિકારજી,
જેણે રે! ભૂલાવી મ્હને સત્યથી...મૂકી પાપ વિચારજી.
ભેખ રે! ઉતારો રાજા ભરથરી.
ક્ષમા રે! કરો રાજા રંક હું...નારી અજ્ઞાન જાતજી,
સાથે રહીને સુધારો મ્હને...લજવ્યાં માત ને તાતજી-ભેખરે.
ભર્તૃહરિઃ-કપટી પાપી રાણી પિંગળા...બોલે આ શું વચનજી?
રાજ રે તજ્યું ત્હારે કારણે...જો વિચારીને મનજી-ભિક્ષા.

તું રે ખોટી, ખોટું રાજ ને...ખોટો સારો સંસારજી,
અલખ જગાવું વને એકલો...જેથી પામું ઉદ્ધારજી–ભિક્ષા.

પિંગળાઃ–રહો તો રાજાજી રસોઈ કરું...જમતા જાઓ સ્વામીનાથજી,
ક્ષીર રે નીપજાવું ક્ષણુ એકમાં...જમીએ આપણુ સાથજી–ભેખરે.
મઢુલી રચાવું રંગમ્હેલમાં...ને એકાન્ત આવાસજી,
ભાવે ભજો ભગવાનને...સાથે ભોગ વિલાસજી–ભેખરે.

ભર્તૃહરિઃ–મઢુલી કેવી ને કેવા મ્હેલ હા...ભોજન ભોગ વિલાસજી,
રામ મળે જો રંગમ્હેલમાં...કોણુ લે સંન્યાસજી–ભિક્ષા.
વાસી જંગલના જોગી અમે...ફરતા ફરતી વાસજી,
આજે અહીં ને કાલે કયાં વળી...નહિ ઠેકાણું ખાસજી–ભિક્ષા.

પિંગળાઃ–ભભુતી ચોળી ને ભગવા ધરું...કહો તો પ્રાણુધારજી,
જોગણુ રૂપે રે! સાથે ફરું...નવ તરછોડો નારજી–ભેખરે.
ભગવાં દેખી રાજા ભરથરી...દાવાનળ દિલ થાયજી,
મૈયા કહો ન મ્હારા કંથજી...લાગે અંગમાં લ્હાયજી–ભેખરે.

ભર્તૃહરિઃ–વધુ રે બોલાવે શું મા પિંગળા...કીધાં કર્મ સંભારજી,
ભાઈ રે! જેવા મ્હારા ભાઈને...કઢાવ્યો દેશપારજી.
હવે રે રાજને મૈયા શું કરું!
સૂરજ સમો રે! નિષ્કલંકીત...લઘુ વિક્રમ વિરજી,
કાળું રે કલંક પાપી પિંગળા...મૂકયું ત્હેને ત્હેં શિરજી–ભિક્ષા.

પિંગળાઃ–વાંકી રે! વિધાતા મ્હને ભૂલવા..લખ્યા લેખ લલાટજી,
આનું રે પ્રાયશ્ચિત્ત હું રે શું કરૂં .માર્ગ આપો પૃથ્વિ માતજી–ભેખરે.

ભર્તૃહરિઃ–કર્મે લખેલું ત્યારે ભોગવો...કોને દઇએ દોષજી,
કેશવ કરે તે સૌ સારૂં કરે...મન વાળીએ સંતોષજી–ભિક્ષા.

પિંગળાઃ–ત્રણુસો ને સાઠ નારી આપની...બીજી માલવરાજજી,
એકને કારણુ તેને નવ તજો...પાપી પિંગળાને કાજજી–ભેખરે.

ભર્તૃહરિઃ–નૌકા ઝીલેરે! રાણી પાણીમાં...સાત માનવ–ભારજી,
વધુ રે! બેસે એક ને બૂડે...લાગે વાર ન લગારજી.
દોષ રે! કોને તેમાં પિંગળા?

દેતી હોય તો ભિક્ષા દે મ્હને...નહિ તો કરૂં ગૃહ ત્યાગજી,
ગુરુજી ભરાસે રોષે માહરા...ચાલી જાય જમાતજી–ભિક્ષા.

મોહ છોડી દે મૈયા પિંગળા...હવે કર સત્‌સંગજી,
સગું રે! નથી કોનું કોઇનું...આ સંસાર પતંગજી–ભિક્ષા.

ગંગા તટે તે રાણી ઘર કરો...ન્હાવો નિરમળ નિરજી,
પ્રેમને વાળો પ્રભુમાં બધો...ત્યાગો અમુલખ ચીરજી–ભિક્ષા.

ભભુતિ ચોળીને ઝોળી ભેરવો...કરો કાયા–કલ્યાણુજી,
ચિતને પરોવો પરમાત્મમાં...મળે મોક્ષ–નિર્વાણુજી–ભિક્ષા.

વિષનાં પ્યાલાં પીધાં પ્રીતિના...રાણી રહી સંસારજી,
હવે પી જુઓ રે પ્રભુ–પ્રેમના...અમીરસથી ઉદ્ધારજી–ભિક્ષા.

* * * * *

( ભર્તૃહરિ નાટકમાંથી ફેરફાર સાથે. )

[ હરિગીત. ]

ભિક્ષા લઇ રાજેન્દ્ર રાણી પિંગળાને મ્હેલથી,
ચાલ્યો બીજીને મ્હેલથી ભિક્ષા લઇ મુશ્કેલથી.
જ્યાં મ્હેલ ચંદ્રકળા તણે યોગેન્દ્ર આવી ઉભા રહ્યા,
**"ભિક્ષા દીયો મૈયા" પુનઃ પોકાર એના એ થયા.**

ભર્તૃહરિઃ-......................ભિક્ષા દેને મૈયા યોગીને

સાર રે! જોયો નહિ સંસારમાં...ખોટાં ખલકના ખેલજી,
મોહ-માયાના બધા મ્હેલ આ...બંધનકર્તા ... જેલજી;
ચંદ્રકળાઃ- નાખે જીવોને મોહપાશમાં-ભિક્ષા.

પાણી રે! ગ્રહણુ રાય કર્યાં પછી...દગો દેવો ન નાથજી.
હજુ તો શૃંગાર, બાળા વેશમાં...લગ્ન-કંકણુ હાથજી-ભેખરે.
પગલું ભર્યું મ્હેં નથી પ્રેમમાં...જોયો નહિ શું સંસારજી?
છેક નમેરા થવું ના ઘટે...આંખે આંસુની ધારજી-ભેખરે.
પ્રેમનું પગથીઉં નથી ચઢી...ત્યાં તો છોડી ન જાવજી,
જન્મારો કેમ જશે બધો...દયાહીન ન થાવજી-ભેખરે.

ભર્તૃહરિઃ-હું રે! હવે યોગી અરણ્યનો...મૈયા બ્હેન બધી નારજી,
પાણી મ્હેં ગ્રહણુ પ્રભુથી કર્યું...મુખે ૐ ઉચ્ચારજી-ભિક્ષા.
માયા રે! સાચી નવ માન તું...ઝેરી સંસારી લ્હાણુજી,
પ્રીતિ રે જગતની પિત્તળ ગણો ..પ્રેમ પ્રભુનો પ્રમાણુજી-ભિક્ષા.

સાથ રે ! રહ્યાં, લલાટે લખ્યા...પૂરો પૂર્વ-સંબંધજી,
પંખી રે ! મેળા ઉડે ને મળે...કાયા કાચો છે પિંડજી-ભિક્ષા.

(છેવટે હારી રાણી ચંદ્રકળા ભિક્ષા આપે છે. ત્યાંજ માતૃહીન પુત્રી કૃષ્ણાકુમારી આવી પિતાને બાઝી પડે છે.)

કૃષ્ણા-બાપૂ ! થોભો. મ્હારી પણ આટલી ભિક્ષા લેતા જાવ.

(લોટ આપે છે.)

—: ગાયન :—

કૃષ્ણાઃ—પિતાજી ! આ કોપ તમે શો કર્યો ?
જોગી વેશ બાપુ ! શીદને ધર્યો ?
મરી ગઇ છે માત, વળી જનમો તાત,
પિતા ઓથ કોની છે ? ઓરમાન માત.

લડાવશે લાડ પછી મ્હને કોણ ?
પ્યારી પુત્રી ! આવો બા ! કહેશેજ કોણ ?
કુંવારી હું તો છું તમારી સુતા,
વરાવી હજુ ક્યાં ? વિચારો પિતા.

અસાર સંસાર ! તમે છો આધાર,
પિતાજી જીવું સંભારી તમ પ્યાર.
નબાપી કરી બાપૂ ! જાશો નહી,
પિતા પાછળ નહી જીવું હું તો સહી.

ભર્તૃહરિઃ—બેટા કૃષ્ણા મ્હારી ન દીલગીર થા,
પ્યારી પુત્રી મહેલે...તું જા મ્હારી બા !
હવે કૃષ્ણા ! મુજને ન જાણુ ત્હારો બાપ,
જોગી જાણી હવે તું તજી દે વિલાપ.
અશાશ્વત આ દેહ અમંગળ અતિ,
તજી મોહ ભજજે તું ઉમયાપતિ.
એ છે મ્હારી શીખ સુતા દીલે આણ,
બીજી વાતો જગતની મિથ્યા પ્રમાણ.
* * [ભર્તૃહરિ—નાટકમાંથી.] * *

[ હરીગિત ]

રડતી તજી કૃષ્ણા સુતા રાજેન્દ્ર એ ચાલ્યો ગયો,
માલવપતિ ભર્તૃહરિ રાજા ટળી યોગી થયો.
વિધવા કરી માલવભૂમિ સૌભાગ્ય—સ્વામી એ ગયો,
રે ! માળવાના ભાગ્યનો સૂર્યાસ્ત જાણે ના થયો !

દિક્ષા લઈ ગુરુદેવ પાસે રાજયોગી એ થયો,
ખાધું અમરફળ જે થકી અદ્યાપિ એ જીવતો રહ્યો.
યોગેન્દ્રના સદ્બોધથી સુધરી ગઇ એ પિંગળા,
સાધુ જીવન ગાળી પછી સ્વર્ગે સિધાવી પિંગળા.

વિક્રમ મળી આવ્યો સચીવે વાત તેને સૌ કહી,
જેણે (પછી) નીતિસર માળવાની રાજ્યગાદી ભોગવી.
રાજેન્દ્ર એ ભર્તૃહરિ ! યોગેન્દ્ર એ ભર્તૃહરિ !
ભોગી અગર ! યોગી વિરાગી રાગી શ્રી ભર્તૃહરિ !

શૃંગાર, નીતિ, ન્યાયના, શતકો લખ્યાં ભર્તૃહરિ,
વૈરાગ્યનો અંતિમ શતક રચનાર પણ ભર્તૃહરિ.
કે'વાય છે આજે હજુયે અમર એ ભર્તૃહરિ,-
વંદન ! નમન ! **માલવપતિ યોગેન્દ્ર ! રાજા ભરથરી.**

કરજોડી કોટી વંદનો કિરતાર તું રચનાર છે,
સર્વજ્ઞ તું ! અલ્પજ્ઞ બાળક ! "પુષ્પ" તો હથિયાર છે.
વંદન અનેકાનેક હો ! હે બ્રહ્મ-બાળા આપને,
વંદન વિભુને ! વિશ્વને ! કંદર્પને ! યોગેન્દ્રને !



સુરત બરાનપુરી ભાગળ, ભાજીવાળી પોળમાં આવેલા શ્રી "અનાવિલ બંધુ" પ્રી. પ્રેસમાં ગોવિન્દજી ડાહ્યાભાઇ નાયકે છાપી.

કેમ ભાઇ ? જરા આમ આવો. એક વાત કહું ?

તમે મુંબાઇ ગુજરાતી નાટક મંડળીનો પેલો સુપ્રસિધ્ધ અને જોવા જેવો ખેલ જોઇ નાખ્યો ? કે જેણે એક વખત આખા મુંબઇને દિવાનું બનાવ્યું હતું. નહી ? હત્ ત્યારે.... ચાલ ફિકર નહી....નાહકના એમાં વધારે પૈસા ખરચવા કરતાં હું કહું એમ કર.

હમણાંજ શ્રી પ્રાણજીવન પુસ્તકાલય તરફથી બ્હાર પડેલી

# નવલશા હીરજી

(સચિત્ર.) —: યાને :— પ્રયોજક:-"પુષ્પ."

## "નસીબની બલિહારિ."

એ ચોપડી મંગાવી લે. એટલે થયું. એ વળી નાટકના ટેસ્ટને પણ ભૂલાવી દે એવી છે. કારણ કે એમાં કોઇ ઓર રમકઝમક અને ચુનંદા ફેરફારો છે. શું સમજ્યો ! લે લખી નાખ ત્યારે એક બે દોઢીયાનો કાગળ:-ક્યાં ? લે.... ત્હને ઠેકાણું આપું. લખી લે.

**શ્રી પ્રાણજીવન પુસ્તકાલય. ટાવર રોડ—સૂરત.**

માલીક:-ડા. પ્રાણલાલ જીવણદાસ બુકસેલર એન્ડ પબ્લીસર.

# શયતાની લીલા.

સચિત્ર. ] ડિટેકટીવ વાર્તા. [ સચિત્ર.

આશરે ૮ ચિત્રો સાથે.



પ્રકાશક હા. પ્રાણલાલ જીવણદાસ બુકસેલર પબ્લીશર ટાવર રોડ—સુરત.

**"સો ફટકાની સજા."** વધુ માટે વાંચો. [પુષ્પ ૧૩ મુ.]


પ્રકાશક:—**હા૦ પ્રાણલાલ જીવણદાસ બુકસેલર પબ્લીશર**

ઠે. "શ્રી પ્રાણજીવન પુસ્તકાલય." ટાવર રોડ—**સુરત.**


કીંમત [illegible]

